૨૫૨૮૫

ગુજરાતી ભાષામાં પ્રથમવાર જ પ્રકટ થતો

વ્યાપાર ક્ષેત્રમાં એક સાચા મિત્ર સરખો સર્વોત્તમ વ્યાપાર-ગ્રંથ

# વ્યાપારી સર્વજ્ઞાનસંગ્રહ

## યાને બિઝનેસ એન્સાઇક્લોપીડિયા

આ પુસ્તક વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો તેમ જ શાળા પુસ્તકાલયો માટે મંજુર થયેલું છે.

લેખક: જાણીતા સાક્ષર, શ્રીયુત ડુંગરશી ધરમશી સંપટ

[illegible]



પ્રકાશક: સંદેશ પ્રકાશન મંદિર સારંગપુર, અમદાવાદ.

અમદાવાદમાં મળવાનું સ્થળ:—સંદેશ પુસ્તક ભંડાર ગાંધીરોડ, અમદાવાદ.

સોલ એજન્ટ:-મેસર્સ એન. એમ. ઠક્કરની કું.

બુકસેલર્સ એન્ડ પબ્લિશર્સ; ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

**ગુજરાતી સાહિત્યમાં આર્થિક પ્રશ્નોની તલસ્પર્શી**
**છણાવટ કરતી અજોડ ગ્રંથમાળા**

# સંદેશ આર્થિક ગ્રંથમાળા

તંત્રી : **શ્રી. જયન્તીલાલ હ. મહેતા,** બી. કૉમ.




**આ ગ્રંથમાળાની વિશિષ્ટતાઓ**

* ફક્ત સાડાત્રણ રૂપિયાના લવાજમમાં ૬૦૦ પૃષ્ઠનું વાંચન.
* જાણીતા અભ્યાસી લેખકોની કલમે લખાયેલી કૃતિઓ
* સૌ કોઈ સહેલાઇથી સમજી શકે એવી સરળ શૈલી
* આ ગ્રંથમાળામાં લગભગ પાંચથી છ પુસ્તિકાઓ આપવામાં આવશે.

**આ ગ્રંથમાળાનાં બે પુસ્તકો પ્રગટ થઇ ગયાં છે.**

## (૧) હિંદની આર્થિક દુર્દશા

લેખક: **શ્રી. ડુંગરશી ધ. સંપટ**

આ પુસ્તક અંગે જાણીતા અર્થશાસ્ત્રી શું કહે છે?

......અર્થકારણના અનેકવિધ પ્રશ્નોમાં શ્રી. ડુંગરશી ધ. સંપટે પ્રથમ પુસ્તકમાં જે છણાવટ કરી છે તે અત્યંત સુંદર છે. **–શ્રી. મનુ સૂબેદાર**

## (૨) રૂપિયાનું ભાવિ

લેખકો: હિંદના અગ્રગણ્ય અર્થશાસ્ત્રીઓ

**પ્રો. સી. એન. વકીલ**
**પ્રો. જે. જે. અંજારીયા**

આ પુસ્તક હિંદના જાણીતા અર્થશાસ્ત્રીઓના હાથે લખાયેલ "Future of the rupees"નો ગુજરાતી અનુવાદ છે. જે વિષયના જ્ઞાનની આજે આ તબક્કે જ જે જરૂર છે તે આ પુસ્તકથી પૂરી પડશે. વિશ્વયુદ્ધને અંગે સરકારની ચલણનીતિથી રૂપિયાની ખરીદશક્તિમાં જે ધરખમ ઘટાડો થવા પામ્યો છે અને હિંદી અર્થકારણના એકેએક ભાગને જે રીતે સાર્વત્રિક-વ્યાપક અસર પહોંચી છે, તે રૂપિયાની આવતી કાલ કેવી હશે, હુંડિયામણના શા હાલહવાલ થશે અને તેના પરિણામે આપણા દેશના વેપારઉદ્યોગનું ભાવિ કેવું હશે તે અને તેને લગતા બીજા જટીલ અને અટપટા પરંતુ વ્યવહારમાં ખૂબ ઉપયોગી વિષયોને આ પુસ્તકમાં સરળ ભાષામાં સમજાવવામાં આવ્યા છે.

**આપનું લવાજમ આજે જ ભરી આ સસ્તી ગ્રંથમાળાના ગ્રાહક બની વિના વિલંબે ઉપરનાં બે પુસ્તકો મેળવી લો.**

**આજે જ રૂા. ૩-૮-૦ મોકલી આ ગ્રંથમાળાના ગ્રાહક બનો.**

લખો:-**સંદેશ પ્રકાશન મંદિર** સારંગપુર, અમદાવાદ.

# ગુરુપૂર્ણિમા

અને

# જીજ્ઞાસુને બોધ

લેખક:

સ્વામી માધવતીર્થ




પ્રકાશક:
'ધી સંદેશ લિમિટેડ વતી'
નંદલાલ ચુનીલાલ બોડીવાળા

પુસ્તક ત્રીજું

# સંદેશ ભક્તિરસ ગ્રંથમાળા

જુલાઈ ૧૯૪૫

કિંમત

રૂ. ૨-૧૨-૦

બે રૂપિઆ બાર આના

૨૫૨૮૫

આવૃત્તિ પહેલી] [પ્રત ૧૧૦૦



પ્રકાશક:
ધી સંદેશ લિમિટેડ
અમદાવાદ.

મુદ્રક અને પ્રકાશક:
'સંદેશ લિમિટેડ' વતી
નંદલાલ ચુનીલાલ
બોડીવાળા

મુદ્રણસ્થાન:
ધી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસ,
માણેકભાઈ કોલોની,
અમદાવાદ.

# પ્ર સ્તા વ ના

અષાડ મહિનાની પૂર્ણિમાને ગુરૂપૂર્ણિમા કહે છે. તે દિવસે શિષ્યો ગુરૂસ્થાને એકત્ર થઈને પોતાના ગુરૂનું ઈશ્વરરૂપે પૂજન કરે છે. એ પ્રમાણે ધર્મશાસ્ત્રોમાં આજ્ઞા છે. હાલના કાળમાં બહુ પ્રવૃત્તિને લઈને કેટલાક શિષ્યો કે જે તે દિવસે ગુરૂ પાસે પહોંચી શકતા નથી, તે પોતાને ઘેર ગુરૂની છબીની પૂજા કરે છે અને પત્રદ્વારા ગુરૂને નમસ્કાર મોકલે છે.

ગુરૂ પાસે ખાલી હાથે ન જવાય એવી શાસ્ત્રોમાં આજ્ઞા હોવાથી તે દિવસે શિષ્યો કાંઇ કપડાં વગેરે જે કાંઈ ગુરૂના ઉપયોગમાં આવે તેવી વસ્તુ હોય તેની ભેટ કરે છે.

હાલના કાળમાં કોઇ એમ પણ કહે છે કે એક માણસે બીજા માણસની પૂજા શા માટે કરવી જોઈએ. ભગવાનની દૃષ્ટિમાં બધા સમાન છે, એટલે બધામાં એક પરમાત્મા છે, અને દરેકને માટે સમાન હક્ક હોવા જોઈએ. એને સમાજવાદ (Socialism) કહે છે. એ મતનું વધારે જોર રશીઆમાં છે. રશીઆવાળા કહે છે કે માણસની વચ્ચે અને ભગવાનની વચ્ચે કોઇ ગુરૂ જેવા દલાલની જરૂર નથી. જ્યારે અન્ન, વસ્ત્ર અને જિંદગીની જરૂરીઆતનો પ્રશ્ન ચર્ચાતો હોય ત્યારે સમાન હકની વાત બરાબર છે, કારણ કે દરેક માણસને જિંદગીની જરૂરીઆતની ચીજો વ્યાજબી મહેનત કરવાથી મળવી જોઈએ. તે માટે યોગ્ય વ્યવસ્થા કરવી એ રાજ્યનું કામ છે.

પણ એટલી સગવડથી માણસના જીવનની બધી મુશ્કેલી દૂર થતી નથી. માણસની અંદર રાગ, દ્વેષ, વાસના,

અજ્ઞાન વગેરે રહેલાં છે. ઇચ્છાઓને નિયમમાં રાખવાનો પ્રશ્ન એ બહુ અઘરો પ્રશ્ન છે, તેમાં રાજ્યની મદદ ઉપરાંત ધર્મગુરૂઓ કે જેણે વાસના જીતી હોય તેમનો બોધ રૈયતને અપાવવો જોઇશે. વળી જ્ઞાન સૌમાં સરખું હોતું નથી તેથી જો અજ્ઞાની માણુસે જ્ઞાન મેળવવું હોય તો જ્ઞાની અને સંયમી માણસને ગુરૂ કરીને, તેની સેવા કરીને મેળવવું જોઇએ. શ્રીકૃષ્ણ અને શ્રીરામે પણ જ્ઞાન મેળવવા માટે ગુરૂ કર્યાં હતા. મ. ગાંધીજીને કોઈ પગે લાગે તો તેને ગમતું નથી છતાં જે માણસોને તેના જેવા સંયમી થવાની ઇચ્છા હોય તે તેમને પૂજ્ય માને છે અને તેને નમસ્કાર કરે છે.

વળી આત્મસાક્ષાત્કારનો માર્ગ એ તદ્દન અજાણ્યો માર્ગ છે તેથી એ માર્ગે જે આગળ વધ્યા હોય, જેમને અનુભવ થયો હોય, તેમના ઉપદેશની જરૂર પડે છે. સંસારના સાધારણ કામમાં પણ જે કામ જેને આવડતું હોય તેને તેટલીવાર ગુરૂ કરવા પડે છે અને તે માટે પૂછવું પડે છે, વહાણમાં જવું હોય તો નાવિકની આજ્ઞા પ્રમાણે બેસવું જોઇએ, ટ્રેનમાં બેસવું હોય તો ગાર્ડના કહેવા પ્રમાણે વર્તવું જોઈએ. સ્મશાને મડદું બાળવા જવું હોય તો પણ જેને એ કામ આવડતું હોય તેને આગળ રાખવા પડે છે. પુરુષને રોટલી વણતાં શીખવું હોય તો સ્રીને તેટલીવાર ગુરૂ કરવી પડે છે. સ્રીને સુવાવડ આવશે તો તેનો ધણી સુયાણીની સલાહ લેશે. એમ જો વ્યવહારમાં જુદા જુદા કામ માટે ગુરૂ કરવાની જરૂર પડે છે, તો જે આત્મા માત્ર સુક્ષ્મ અને શુદ્ધ બુદ્ધિથી જાણી શકાય તેવો છે તે માટે ખાસ ગુરૂની જરૂર પડે છે. માયાની રમતજ એવી છે કે માણુસને પોતાને પોતાની ભૂલની ખબર પડતી નથી. તેથી પોતાની ભૂલ બતાવનારની જરૂર પડે છે.

સંવત ૨૦૦૦ ની સાલમાં અષાડી પૂર્ણિમા ઉપર વડોદરામાં પૂજ્ય સ્વામિશ્રી સ્વયંજ્યોતિતીર્થના આશ્રમમાં એક શિષ્યમંડળ એકત્ર થયું હતું, તે વખતે "ગુરૂનો મહિમા" એ વિષય ઉપર અમારે એક ટૂંકું વ્યાખ્યાન આપવાનો પ્રસંગ મળ્યો હતો. તે વ્યાખ્યાન સાંભળનારાઓને ઠીક લાગ્યું હતું, તેથી તેનો સાર આ પુસ્તકના પહેલા ભાગમાં આપેલ છે. બીજા ભાગમાં કેટલાક જીજ્ઞાસુઓએ અમને પત્ર લખી પૂછેલા પ્રશ્નોના જવાબ રૂપે લખેલા પત્રોનો સંગ્રહ છે. તે ૧૦૮ પત્રોની પત્રમાળા છે. કેટલાક જીજ્ઞાસુઓના પ્રશ્ન સરખા હોય છે તેથી પુસ્તકરૂપે પ્રસિદ્ધ થવાથી બીજાની શંકાઓનું સમાધાન પણ થઇ શકે છે. આ પુસ્તક પ્રસિદ્ધ થયા પહેલાં એવા બીજા ૪૦ પત્રોનું એક નાનું પુસ્તક હમણાં અમદાવાદમાં "સસ્તા સાહિત્ય"× તરફથી પ્રસિદ્ધ થયું છે. તેનું નામ "જ્ઞાનનાં ઝરણાં" રાખેલ છે, જેને તે વાંચવું હોય તેને ત્યાંથી મળી શકશે.

ગુરૂપૂર્ણિમાનો ઉત્સવ એ માત્ર ગુરૂની પૂજા કરવા માટે જ નથી પણ ગુરૂ અને શિષ્ય વચ્ચે આત્મજ્ઞાનની વાતો કરવાનો પ્રસંગ છે. તેથી સવારે ગુરૂનું પૂજન થઇ રહ્યા પછી થોડી વિશ્રાંતિ લીધા પછી શિષ્યોએ પોતાની સાધના વિષે ગુરૂને પ્રશ્ન કરવા જોઈએ અને તે વખતે બીજી વ્યવહારની વાતો કોઇ કરે તો તે અટકાવવી જોઈએ.

ખરી રીતે ભગવાન જ ગુરૂ છે અને ભગવાન જ શિષ્ય છે; પૂજા લેનાર તે છે અને પૂજા કરનાર પણ તે છે. એ બાબત શ્રીમદ્ ભાગવતમાં ગોવર્ધનલીલાના પ્રસંગમાં

× કિં. ૦—૩—૦

શ્રીકૃષ્ણે બે સ્વરૂપ ધારણ કરીને સમજાવેલ છે પણ તે વખતે નંદરાયજી અને ગોવાળીઆઓ તે લીલા બરાબર સમજી શકયા નહિ. તેથી તે પછીના અધ્યાયમાં ભગવાને તે બધાને વરૂણલોકનાં દર્શન કરાવી સચ્ચિદાનંદ સ્વરૂપ કેવું હોય તેની ઝાંખી કરાવેલ છે, અને તે પછી રાસલીલા શરૂ થાય છે.

કોઈપણ રીતે અજ્ઞાન અને દ્વૈતભાવ દૂર કરવાનો છે અને જેણે એ દૂર કરેલ હોય તેની સલાહ વારંવાર લેવાથી આત્મસાક્ષાત્કારનો કઠણ માર્ગ સુલભ થાય છે. અમને પણ ઘણા ગુરૂઓ તરફથી સારો લાભ મળેલ છે. તેમનું સ્મરણ આ પુસ્તક કરાવે છે.

હાલની હાઇસ્કૂલોમાં અને કોલેજોમાં ગુરૂ ઊભા હોય છે અને વિદ્યાર્થીઓ બેઠા બેઠા તેમનાં ભાષણો સાંભળતા હોય છે. એ પદ્ધતિ આત્મજ્ઞાન મેળવવા માટે કામ આવે તેવી નથી. યુરોપમાં પણ હવે એક "ડાલ્ટન પ્લેન" નામની નવી પદ્ધતિ દાખલ થયેલ છે. તેમાં એવો રીવાજ છે કે ઇતિહાસ શીખવનાર ગુરૂ પોતાના ઓરડામાં બેઠા હોય ત્યાં જેને ઇતિહાસ શીખવો હોય તે વિદ્યાર્થીઓ જાય. ઉપનિષદમાં કહેલું છે કે શિષ્યે ગુરૂ પાસે જ્ઞાન લેવા જવું જોઈએ. નવદ્વીપમાં ( બંગાળામાં ) અને બનારસમાં હજુ કેટલેક અંશે એ પ્રાચીન પદ્ધતિ ચાલુ છે, ત્યાં વિદ્યાર્થીઓ ગુરૂને ઘેર જઇ ભણે છે. ગુરૂ તેમને પ્રેમથી શિક્ષણ આપે છે. તે શિક્ષણ માટે ફી લેવામાં આવતી નથી. પ્રાચીનકાળની પદ્ધતિ એવી છે કે વિદ્યા વેચાય નહિ તેથી ગુરૂથી શિષ્ય પાસે વિદ્યાના બદલામાં કાંઈ લેવાય નહિ પણ જ્યારે અષાડી પૂર્ણિમા એટલે ગુરૂપૂર્ણિમા આવે ત્યારે

શિષ્યો ગુરૂની પૂજા કરીને જે ભેટ ધરવી હોય તે ધરે છે. એ પદ્ધતિ શ્રી શંકરાચાર્યના દશનામી સાધુઓ અને મંડલેશ્વરોમાં હજુ સુધી ચાલુ રહેલ છે.

જે બાળકોને નાની ઉમરમાં સાચું જ્ઞાન મળતું નથી તેમને મોટી ઉમરે બહુ પસ્તાવું પડે છે. તેથી તેમને માટે વ્યવહાર શિક્ષણની સાથે સાથે ધાર્મિક શિક્ષણની બહુ જ જરૂર છે. ધાર્મિક શિક્ષણ લીધા વગર માણુસ સ્વેચ્છાચારી અથવા સ્વચ્છંદી થઈ જાય છે અને તેનું જીવન પશુના જેવું રહે છે. ધર્મ એ માણસનું ખરું જીવન છે અને આલોક અને પરલોકનું કલ્યાણ કરી આપે છે.

લગભગ બસો વર્ષ થયાં સંચાઓની શોધ વધી છે. તેનાથી કેટલીક સગવડ વધી છે અને એ સગવડોને માણસો સુધારો માની બેઠાં છે, પણ એ ખરો સુધારો નથી. એ સગવડોની અતિશયતામાં માણુસ પોતે પોતાને ભૂલી ગયેલ છે. ખરો સુધારો ત્યારે જ થયો કહેવાય કે જનસમાજમાં નીતિ વધે, પરસ્પર ભ્રાતૃભાવ વધે, સંયમ વધે, પ્રેમ વધે અને ચારિત્ર્ય ઊંચું રહે. ઊંચું જીવન ગાળવા માટે ક્ષણે ક્ષણે પોતાની જવાબદારી સમજવી પડે છે અને ક્ષણે ક્ષણે સ્વાર્થત્યાગની જરૂર પડે છે. તે માટે મનોબળની જરૂર છે અને તે ધાર્મિક શિક્ષણથી પ્રાપ્ત થાય છે.

જે જે મહાપુરુષોએ જગતમાં સારા ફેરફાર કર્યા છે તે બધા ધાર્મિક વૃત્તિવાળા હતા. ધાર્મિક શિક્ષણ લઇને પછી જે વિદ્યાર્થી સંસારમાં પડે છે તે સારું સંસ્કારી જીવન ગાળી શકે છે. જેમ શરીરની રક્ષા માટે સારાં અન્ન પાણીની જરૂર છે તેમ પોતાના જીવનમાં ઉત્તમ પ્રેમ, લાગણી અને બુદ્ધિ રાખવા માટે સારા સંસ્કારની જરૂર છે.

સંચાની શોધ પછી મુસાફરીના સાધનની સગવડ વધી છે એ સગવડને લઇને અને વેપારને કારણે ઘણા દેશોની પ્રજાના સંસ્કારની ભેળસેળ થયેલ છે અને માણુસનું જીવન સંચાની માફક એટલું ઝડપથી ફરે છે કે પચીસ વર્ષ પછી રહેશે નહિ. જ્યારથી અંગ્રેજી કેળવણી આપણા દેશમાં દાખલ થઈ ત્યારથી અહીંની વિદ્યાકળામાં નીચે પ્રમાણે કેટલીક ભૂલો દાખલ થઈ ગયેલ છે:—

૧ હિંદુઓનું કર્તવ્ય અથવા આર્યોનું કર્તવ્ય સવારથી રાત સુધી એવી રીતે યોજાયેલું હતું કે તે કર્તવ્યથી જીવ પરમાત્મા સાથે સંબંધમાં આવતો. તેથી ઊલટું હાલના શિક્ષણથી ઉત્પન્ન થતું કર્તવ્ય જીવને અલ્પ-કાળના વિષયોમાં અને ભોગમાં રમાડયા કરે છે.

૨ પશ્ચિમની કેળવણીમાં સુખ કેટલા પ્રકારનાં છે તેનો ચોખ્ખો વિચાર નથી. હાલના વિદ્યાર્થીઓને એ પ્રશ્ન પૂછીએ તો તેનો જવાબ આપી શકતા નથી. આર્યોની વિદ્યામાં એમ સમજાવવામાં આવેલ છે કે માણુસના જીવનમાં ભગવાને ૪ પ્રકારનાં સુખ મૂકેલાં છે.— શરીરનું સુખ, પ્રાણુનું સુખ, મનનું સુખ અને આત્માનું સુખ.

૩ પશ્ચિમની વિદ્યાવાળા પુનર્જન્મને માનતા નથી. તેથી જેમ ઠીક પડે તેમ રહે છે. હિંદુધર્મે પુનર્જન્મને માનેલ છે અને તે માટે ખાત્રી આપી શકાય છે.

૪ બીજા દેશો માત્ર ધન અને શક્તિને પૂજે છે. હિંદુધર્મમાં એમ માનેલું છે કે ધર્મ વગર અથવા નીતિવગર મેળવેલું ધન માણુસનું જીવન બગાડી નાખે છે.

/

તેથી ક્ષત્રીઓ કરતાં બ્રાહ્મણોને હિંદુસમાજમાં પહેલું પદ આપવામાં આવેલ છે.

૫ હાલની વિદ્યાકળામાં શરીર એ હું છું એ વાતનું સતત સ્મરણ રહે છે. આર્યોની વિદ્યામાં ધીરેધીરે એ વાતનું વિસ્મરણ કરાવવામાં આવતું હતું.

૬ હાલની વિદ્યામાં દષ્ટાનો વિચાર કરવામાં આવે છે. આર્યોની વિદ્યામાં બન્નેનો સાથે વિચાર કરવાનું શિખવવામાં આવે છે.

૭ પશ્ચિમના દેશો એમ માને છે કે તેમના બાપદાદા વાંદરા હતા અથવા ડાર્વીનના મત પ્રમાણે હાલના માણસો પશુમાંથી ઉત્ક્રાન્તિ થતા થતા આવેલ છે. આર્યોની વિદ્યાનો મહિમા જોતાં અને શાસ્ત્રો જોતાં જણાય છે કે આપણા બાપદાદા મહાન ઋષિમુનિઓ હતા. તે સિવાય ગીતા અને ઉપનિષદ્ જેવા અમુલ્ય ગ્રંથો આપણને મળી શકત નહિ.

૮ હાલની કેળવણીમાં એક માત્ર જાગ્રત અવસ્થાના અનુભવનો જ વિચાર કરવામાં આવે છે. આર્યોની વિદ્યાકળામાં જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુર્યા એ ચાર અવસ્થાના અનુભવનો વિચાર કરવામાં આવે છે.

૯ વર્તમાન શિક્ષણે માણુસનું સામાન્ય જીવન બહુ બગાડેલ છે તેથી હવે સમાજનું જીવન સુધારવા માટે પ્રયત્ન થાય છે. પહેલાંના આર્યોના શિક્ષણમાં જીવન બગડે નહિ તેની સંભાળ શરૂઆતથી રાખવામાં આવતી હતી. તેથી તે વખતે હાલની માફક સુધારા ઉપર સુધારા કરવાની જરૂર પડતી નહોતી. હાલ સુધારાના

વિચાર બહુ થાય છે. છતાં ખરો સુધારો હાથ આવતો નથી અને સુધારાનો અંત જણાતો નથી.

૧૦ પશ્ચિમના ઘણા દેશો હજુ પશુની માફક લડે છે. તેઓ પશુને ખાય છે. તેઓ પશુના જીવનથી આગળ વધ્યા નથી. આવી દશામાં સાચું જીવન જાણવું અને તે પ્રમાણે વર્તવું એ મુશ્કેલ છે.

૧૧ હાલ કન્યાઓ પણ હાઇસ્કૂલો અને કોલેજોમાં જુવાન છોકરાઓની સાથે અભ્યાસ કરે છે. તેનાથી બુદ્ધિ વધે છે પણ સદાચાર વધતો નથી.

૧૨ ભગવાન ગીતામાં ૧૮ મા અધ્યાયમાં કહે છે કે જે જ્ઞાનથી બધા પ્રાણીમાત્રમાં પરમાત્મા લાગે તે સાચું જ્ઞાન છે જ્યાં એવું જ્ઞાન અપાતું નથી ત્યાં અજ્ઞાન વધે છે અને જ્યાં અજ્ઞાન વધે છે ત્યાં બહુમતિના રાજ્યથી પણ ફાયદા થવાને બદલે ગેરફાયદા થાય છે. અજ્ઞાની માણસ પોતાની જવાબદારી સમાજતા નથી અને માત્ર હક્ક તરફ લક્ષ રાખે છે.

૧૩ હાલના શિક્ષણની ઈશ્વરમાં અને ધર્મમાં અવિશ્વાસ આવી ગયેલ છે. સંયમ રહેલ નથી. બ્રહ્મચર્યનો અભાવ થઇ ગયેલ છે, માતાપિતા અને વડીલો પ્રત્યે માન રહેલ નથી અને વિલાસિતા વધી ગયેલ છે. વિદ્યાર્થીઓને ઘરના કામ કરવામાં શરમ આવે છે.

૧૪ પશ્ચિમના મુડીવાદે ઘણાને લોભી બનાવી દીધા છે. વકીલ લોભી થાય ત્યારે કેસ લાંબો ચાલે, દાક્તર લોભી થાય ત્યારે દરદી તરત સાજો થાય નહિ. ગુરૂ લોભી થાય તો શિષ્યને જ્ઞાન મળે નહિ, રાજા

લોભી થાય ત્યારે પ્રજાના હિતનો વિચાર કરતો નથી અને મજૂર લોભી થાય ત્યારે પગાર વધારવાની આશા રાખે અને કામ ઓછું કરવાની દાનત રાખે, જ્યાં પૈસો એ પરમેશ્વર મનાય છે ત્યાં સમાજનું જીવન બહુ હલકું રહે છે.

૧૫ આર્યોના સંસ્કારનો મુખ્ય હેતુ માણસને સંયમના ફાયદા શીખવીને પ્રભુ જેવો બનાવવાનો હતો. હાલની કેળવણીનું લક્ષ્ય એવું છે. વિદ્યાર્થી કમાવાની શક્તિ પ્રાપ્ત કરે અથવા બહુ સારો થાય તો પશુ જેવો થતો અટકે અને નીતિવાળો થાય.

૧૬ કાચી ઉમરના બાળકોને માબાપો સિનેમા જોવા સાથે લઇ જાય છે, તેને લઈને નાની ઉમરમાં બહુ ખોટા સંસ્કાર પડે છે.

એક જીજ્ઞાસુ એવો પ્રશ્ન પૂછે છે કે જો બ્રહ્મજ્ઞાન થયા પછી બધું બ્રહ્મરૂપ લાગે તો સમાજસુધારાના પ્રશ્નનું શું થાય? આ બાબતમાં સૂક્ષ્મ વિચાર કરવાની જરૂર છે, કારણ કે સાધારણ માણસની માન્યતામાં ઘણી ભૂલો રહેલી હોય છે, ઉપરના એક પ્રશ્નમાંથી નીચે પ્રમાણે બીજા કેટલાક પ્રશ્ન ઉત્પન્ન થાય છે:—

૧. સમાજ કોને કહેવો?

૨. સામાન્ય માણસને સમાજ કેવો લાગે છે?

૩. પ્રશ્ન પૂછનારને સમાજ કેવો લાગે છે?

૪. સુધારા માટે સાધારણ માણસનો મત કેવો છે?

૫. સુધારા માટે પ્રશ્ન કરનારનો મત કેવો છે?

૬. સુધારા માટે જ્ઞાની પુરુષોનો મત કેવો છે?

એટલી બાબતોનો વિચાર બરાબર નહિ થાય ત્યાં સુધી આ વિષય બરાબર સમજાશે નહિ. આપણા સમાજમાં આપણે એક બીજાને ઉપયોગી થઈએ અને એક બીજાના સુખદુઃખમાં ભાગ લઈએ અને પોતાનો સ્વાર્થ છોડી બીજાનું કલ્યાણ થાય તેવી રીતે રહીએ તો આપણું જીવન જરૂર વિશાળ થાય છે. એ બધાનો આધાર આપણા ભાવ ઉપર હોય છે, લોકોના મત ઉપર નથી, અને આપણા ભાવનો આધાર આપણા જ્ઞાન ઉપર છે. તેથી પહેલાં આપણું જ્ઞાન ઠીક કરવું જોઇએ. કેટલીકવાર આપણે ઘણા માણસનું ભલું કર્યું હોય, પણ તેમાં અહંકાર આવી જાય તો આપણું જીવન ટૂંકું થાય છે અને એક માણસની સેવા કરી હોય તેમાં અહંકાર ન હોય તો આપણું જીવન વિશાળ થાય છે.

વળી સમાજમાં ત્રણ પ્રકારના માણસો હોય છે, સત્ત્વગુણી, રજોગુણી અને તમોગુણી. સત્ત્વગુણી માણસો ઉપદેશથી સુધરે છે, રજોગુણી માણસોને રાજનો અથવા બીજો લાભ સાથે બતાવ્યો હોય તો જ તેમને અસર થાય છે અને યુરોપના તમોગુણી માણસો લડાઈ જેવા ભયાનક સાધનથી જ સુધરે છે.

તેથી સામાન્ય માણસને જે સમાજ દેખાય છે તેમાં કોઈ વખતે સત્ત્વગુણ વધે ત્યારે દેવ જેવા માણસો જન્મે છે, કોઈ વખતે રજોગુણ વધે ત્યારે અસુર જેવા માણસો જન્મે છે, અને જ્યારે તમોગુણ વધે ત્યારે રાક્ષસ જેવા માણસ જન્મે છે, એ ચક્કર એવી રીતે ચાલે છે કે બધા માણસો કોઇ દિવસ સુધરતા નથી. જેમ બિલાડીઓ ઉંદરને મારે છે એમ જાણી કોઈ બિલાડીઓના સમાજને સુધા-

રવા પ્રયત્ન કરે તો તે કામ બની શકતું નથી, તેમ માણુસનો આખો સમાજ સુધરી શકતો નથી. રામ, કૃષ્ણ, ક્રાઇસ્ટ, બુદ્ધ, મહમ્મદ વગેરે મહાન અવતારી પુરુષો આવ્યા છતાં માણુસના સમાજમાંથી માયાના ત્રણુ ગુણુ દૂર થઈ શક્યા નથી.

હવે જે જીજ્ઞાસુ સમાજ બાબત પ્રશ્ન પૂછે છે તેને સમાજ કેવો દેખાય છે તેનો વીચાર કરીએ. તે જન્મ્યો ત્યારે તેને સમાજની ખબર નહોતી. તે મરશે પછી તેના સમાજના વિચાર રહેશે નહિ, વચ્ચમાં સમાજ વિશે તેને જેવું જ્ઞાન છે તે તેની કલ્પના પૂરતું છે. કોઈ કહે છે કે જગત સુધરતું જાય છે અને કોઇ કહે છે કે જગત બગડતું જાય છે. તેથી દરેક માણુસ માટે તેની કલ્પનાનો સમાજ હોય છે. તેની દૃષ્ટિ ફરે તો તે સમાજ તેને જુદા પ્રકારનો લાગે. જેમ સ્વપ્નામાં જોયેલા સમાજને સુધારવાનો વિચાર આવે તે પછી માણુસ જાગી જાય તો તે સમાજને સુધારવાનું કામ રહેતું નથી તેમ જાગ્રતમાં પણુ જેને જે પ્રકારનો સમાજ દેખાય છે તેના જ્ઞાનમાં ફેરફાર થાય તો તે જ સમાજ તેને જુદા રૂપમાં લાગશે. તેથી જે પ્રશ્ન પૂછે છે તેનો સમાજ, તેને આત્મજ્ઞાન થશે ત્યારે બ્રહ્મરૂપ થઈ જશે, તેવું જ્ઞાન નહિ થાય ત્યાં સુધી પ્રશ્ન કરનારનો સમાજ સુધરશે નહિ.

હવે સુધારો કેને કહેવો તેનો વિચાર કરીએ. કોઈ કહે છે કે દેશમાં પૈસો વધે તો ઠીક, કોઈ કહે છે કે સંસારનું સુખ વધે તો ઠીક, કોઈ કહે છે કે બધા મહાત્મા જેવા સેવાભાવી થાય તો ઠીક. એ બધા મતમાં કેનું કહેવું સાચું માનવું ? તે માટે શાસ્ત્રને પ્રમાણુ માનવું જોઈએ. શાસ્ત્રમાં

કહેલ છે કે માણસના જીવનમાં ૪ પ્રકારનાં સુખ રહેલાં છે. ૧. પૈસા ૨. વાસનાની તૃપ્તિ ૩. ધર્મ અને ૪. મોક્ષ. તેથી જેને જે સુખ ગમે છે તે સુખ મળે ત્યારે તે માને કે હવે સુધારો થયો પણ શાસ્ત્રો એમ કહે છે કે જે સુધારા કર્યા પછી ફરી સુધારા કરવા ન પડે તે ખરા સુધારા છે. તેથી સુધારાનો અંત લાવે એવા સુધારા કરવા જોઈએ. એ કામ કરતાં પહેલાં સુખ શામાં છે તે પહેલાં નક્કી કરી લેવું જોઈએ. કારણ કે સમાજને કોઈ પણ રીતે સુખ જોઈએ છે પણ તે કેવી રીતે મેળવવું તેની ખબર નથી. સંસારના સુખને વિષયનું સુખ કહે છે. કોઈ પણ વિષય મળવાથી જે સુખ થાય તેને વિષયનું સુખ કહે છે. તેથી સમાજને ચીજો જોઈએ છે. તે સુખ કઈ જાતનું છે તે તપાસવું જોઈએ.

૧ કોઈ કહે છે કે વિષયનું સુખ વિષયમાં છે. પણ તે વાત બરાબર નથી. વિષય હાજર હોય છતાં પહેલી ક્ષણે જેવું સુખ તેમાં લાગતું હતું તેવું સુખ પાછળથી જોવામાં આવતું નથી.

૨ કોઈ કહે છે કે સુખ એ ઇંદ્રિયોનો ધર્મ છે. પણ વિષય દૂર થઈ જાય તો વિષયની ગેરહાજરીમાં ઇંદ્રિયો સુખ આપી શકતી નથી.

૩ કોઈ કહે છે કે કર્મમાં સુખ છે. પણ તે બરાબર નથી. કોઈ કર્મથી દુઃખ પણ થાય છે.

૪ સુખ ભોક્તાનો ધર્મ છે એમ કોઈ માને છે. તે પણ યુક્ત નથી કારણ કે ભોક્તામાં વિક્ષેપ પણ જોવામાં આવે છે.

૫ જગ્યાનો ધર્મ પણ સુખ નથી. સ્વર્ગમાં પણ કોઈવાર દુઃખ જોવામાં આવે છે અને ઈર્ષ્યા જોવામાં આવે છે.

૬ કાળનો ધર્મ પણ સુખ નથી, કારણ કે શરદી અને ગરમીની ઋતુમાં સુખ સમાન રહેતું નથી.

૭ સુખ એ અજ્ઞાનનો ધર્મ નથી કારણ કે ભોગ્ય વસ્તુનું જ્ઞાન ન હોય તો સુખ જોવામાં આવતું નથી.

૮ સુખ એ સંસારના જ્ઞાનનો વિષય નથી કારણ કે વસ્તુ સારી હોય છતાં વૈરાગીને તેમાં સુખ લાગતું નથી.

૯ ઇંદ્રિયોનો વ્યાપાર બંધ કરીએ તો પણ સુખ મળતું નથી. સ્વપ્નમાં ઇંદ્રિયો બંધ છે તો પણ સુખ મળતું નથી.

૧૦ દુ:ખનો અભાવ એ પણ સુખ કહેવાનું નથી. માટીમાં દુ:ખનો અભાવ છે છતાં સુખ નથી. દુ:ખના અભાવવાળી બુદ્ધિની અસ્ફૂર્તિમાં પણ સુખ જોવામાં આવતું નથી.

૧૧ અમેરિકાવાળા કહે છે કે જો બીક ન રહે, જોઈતી ચીજો મળે અને દરિયામાં ફરવાની છૂટ મળે તો સુખ થાય પણ જ્યાં સુધી ઇચ્છા હોય છે ત્યાં સુધી બીક દૂર થતી નથી.

૧૨ જાપાનવાળા કહે છે કે પૂર્વ દિશાના દેશ અમારી જ સત્તા નીચે રહે તો સુખ થાય, પણ બીજા દેશો ત્યાં સત્તા રાખવા માગે છે.

૧૩ અંગ્રેજો કહે છે અમારો વેપાર બધે ચાલે અને પૈસા સારા મળે તો સુખી થવાય પણ બીજા દેશો તે વેપારમાં ભાગ પાડવા માગે છે.

૧૪ રશીઆવાળા કહે છે કે અમે જીતેલા પ્રદેશ અમને મળે તો સુખ થાય પણ બીજા દેશો તે હક્ક આપવા ના પાડે છે.

૧૫ મુસ્લિમલીગવાળા કહે છે કે અમને પાકીસ્તાન મળે તો સુખ થાય પણ પાકીસ્તાનવાળા પ્રદેશના હિંદુઓ તેમની સામે થાય તેવું છે.

૧૬ હિંદુ મહાસભા કહે છે કે હિંદુઓના સંસ્કાર આખા જગતમાં ફેલાય તો બધાને સુખ થાય પણ બીજી પ્રજા તે સંસ્કાર સ્વીકારવાની ના પાડે છે.

૧૭ કોંગ્રેસ કહે છે કે અંગ્રેજો આ દેશમાંથી ચાલ્યા જાય તો સુખ થાય પણ અંગ્રેજો કહે છે કે અમે આ દેશમાં ઘણો પૈસો રાખેલો છે તેથી એ વાત કરશો નહિ.

૧૮ કોઈ કહે છે કે નાતના ભેદ ભાંગો તો સુખ થાય, કોઈ કહે છે કે ઉદ્યોગ વધારો, કોઈ કહે છે કે લડાઈ માટે તૈયારી કરો અને કોઈ કહે છે કે અહિંસા એ પરમ ધર્મ છે. કોઈ કહે છે કે સ્ત્રીઓને કેળવણી આપો ત્યારે કોઈ કહે છે કે ભણેલી છોકરીઓ તો સ્વચ્છંદી થઇ જાય છે, રજસ્વલાવ્રત પણ પાળતી નથી અને ગમે તેને પરણી લે છે તેથી વગર ભણેલી સ્ત્રીઓ વધારે સારી છે.

૧૯ કોઈ કહે છે કે ગામડામાં કેળવણીનો પ્રચાર કરો એટલે માણસો પોતાની બુદ્ધિથી સારું જીવન કરી લેશે. પણ જ્યાં સુધી સારું જીવન શું કહેવાય તે માટે એક મત ન થાય ત્યાં સુધી માણસો શંકાઓમાં આથડયા કરે છે. જ્યાં સુધી માણસના જીવનનું લક્ષ્ય ન બંધાય ત્યાં સુધી જેટલું જ્ઞાન વધે છે તેટલું અજ્ઞાન વધે છે.

૨૦ સંસારને ઉપયોગી બધી વિદ્યા ભણવા છતાં પણ જીવ કૃતાર્થ થતો નથી. સમાજના સુધારાથી થોડોક લાભ થાય છે પણ પોતાને સુધારવાથી ઘણો લાભ થાય છે.

૨૧ હાલના કાળમાં વસતી વધે છે અને અજ્ઞાની માણુ-
સોની વસતી વધે છે તેથી ભવિષ્યમાં સમાજ કેવું વલણુ લેશે તે કહી શકાય તેવું નથી. જો આખી પૃથ્વીનું એક રાજ્ય બનાવીને વધારાની જમીન ખેડવામાં આવે તો અનાજ સસ્તું થાય અને માણુસને તે બાબતની ફીકર રહે નહિ. એ એક રસ્તો છે અને તેમાં રાજ્યની મદદની જરૂર છે.

બીજું વસતી વધે નહિ તે માટે બ્રહ્મચર્યના ફાયદા કેટલા છે તે બાબત શિક્ષણુ આપવું જોઇએ અને તે કામ બ્રહ્મચર્ય પાળતા હોય તેવા ધર્મગુરૂઓ જ કરી શકે તેવું છે. એ બન્નેમાંથી એકે રસ્તો લેવામાં નહિ આવે તો અજ્ઞાની પ્રજા વધશે, ખાવાની ચીજો મોંઘી થશે અને તે માટે કૂતરાની પેઠે લડાઇઓ પણુ થશે. આપણાં શાસ્ત્રોમાં કહેલ છે કે ધર્મ પ્રમાણે અર્થ અને કામ મેળવવા જોઈએ.

શ્રીકૃષ્ણુ ભગવાને ઉદ્ધવજીને કહેલ છે કે કર્મમાં કુશળ હોય એવા વિદ્વાનોને પણુ સુખ મળતું નથી. કોઈ કોઈ સમાજના અને દેશના નેતાઓ સુખની પ્રાપ્તિના અને દુઃખની નિવૃત્તિના ઉપાય જાણે છે, છતાં ફરીથી દુઃખ ન આવે તેવા ઉપાય જાણુતા નથી. હિંદુસ્તાનને સ્વરાજ મળે તો સુખ થાય એ બાબત સમજાય તેવી છે પણુ હિંદુસ્તાન દેશને પાછો બીજા કોઈ રાજ્ય પડાવી ન લે એવું કરવું હોય તો...............?એ પ્રશ્નનો ઉકેલ કરવો બહુ મુશ્કેલ છે. ટૂંકામાં, જેણે જેણે દેહ ધારણુ કરેલ છે તેને દુઃખ આવવાનું છે. દેહનું અભિમાન એ પરિછિન્નભાવ છે, દેહ પરિણામી છે, તેથી સમાજસેવાથી અથવા દેશસેવાથી

પણ જન્મમરણનાં દુઃખ, વૃદ્ધાવસ્થાનાં દુઃખ, ધરતીકંપ અને લડાઇનાં દુઃખ દૂર કરી શકાશે નહિ. બધાં દુઃખની નિવૃત્તિ કરવી હોય તો ફરીથી દેહ ન આવે, ફરીથી જન્મ ન આવે, એવું કરવું જોઇએ. તે માટે આત્મજ્ઞાનની જરૂર છે અને આત્મજ્ઞાન માટે ગુરુની જરૂર છે.

એક જીજ્ઞાસુનો પ્રશ્નઃ—પણ આત્મજ્ઞાનથી તો એક માણસની મુક્તિ થાય તેમાં સમાજને શો લાભ? એકાકી જીવન સ્વાર્થી લાગે છે, તેમાં કદાચ પ્રમાદ વધી જાય તો?

ઉત્તરઃ—સમાજને સુખ જોઈતું નથી પણ ચીજો જોઇએ છે. માણસને પૈસો મળે, સ્ત્રી મળે, પુત્ર મળે, કીર્તિ મળે એટલે તે સમજે છે કે હું ભાગ્યશાળી થયો, એવી દશા સમાજમાં ઘણા માણસોની છે. પણ જ્યાં સુધી માથે મરણની બીક છે ત્યાં સુધી તે ભાગ્યશાળી શાનો? હાલની જે વિદ્યા હાઇસ્કૂલ અને કોલેજોમાં આપવામાં આવે છે તેથી મરણની બીક દૂર કરી શકાતી નથી, અને દુઃખ અને શોકની આત્યન્તિક નિવૃત્તિ થતી નથી. પોતાના દેહને સુખ આપવામાં જ જે રચીપચી રહેલ હોય તેમને માટે સમાજસેવા અથવા દેશસેવા કરવી એ ઉત્તમ રસ્તો છે. પોતે દેશ જેવડા છીએ એવી ભાવનામાં જરૂર જીવનનો વિકાસ થાય છે. એ વાત સાચી હોય તો પોતે બ્રહ્મ. સ્વરૂપ છે. એ ભાવનામાં કેટલો વિકાસ થાય? જો એકાકી જીવન સ્વાર્થી હોય તો વ્યાસ અને વસિષ્ઠને પણ સ્વાર્થી કહેવા જોઇએ.

પ્રશ્નઃ—ત્યારે સમાજનું શું થશે?

ઉત્તરઃ—તમે કયા સમાજની વાતો કરો છો ?

પ્રશ્ન:—મને જે સમાજ દેખાય છે તેની.

ઉત્તર:—તમને જે સમાજ દેખાય છે તે માત્ર તમારી કલ્પનામાં છે. બીજાને તે જ સમાજ બીજી જાતનો દેખાય છે. તે વાતની ઉપરના અનેક મત ઉપરથી ખાત્રી થઈ શકે તેમ છે. તમને એક દિવસ સ્વપ્નું આવ્યું હતું. તેમાં હુલ્લડ થયું હતું અને તમને અને બીજાને કોઈ બચાવે તો ઠીક એવું તે વખતે લાગતું હતું પણ જાગ્યા પછી એમ લાગ્યું કે તમને અને બીજાને બચાવવાની જરૂર નથી. તેવી જ રીતે જાગ્રતનું જગત સ્વપ્નામાં અને બ્રહ્મદશામાં જતું રહે છે. સ્વપ્નામાં ઘણા દેખાય છે છતાં જાગ્રત થતાં એક રહે છે તેમ જ્ઞાન થતાં ઘણા માણસ દેખાતા નથી. જેને ઘણા દેખાય છે તેને જ્ઞાન થયું નથી. જ્યારે માયાવાળી દૃષ્ટિ હોય અથવા દેહ-દૃષ્ટિ હોય ત્યારે અનેક દેખાય છે. જ્યારે માયા દૂર થાય છે ત્યારે એક રહે છે અને તે નિત્ય શુદ્ધ, બુદ્ધ, મુક્ત હોવાથી હૃદયની બધી શંકાઓ દૂર થાય છે અને બધાં કર્મ પૂરાં થાય છે. દુઃખનું કારણ શરીર છે, શરીરનું કારણ કર્મ છે, કર્મનું કારણ રાગદ્વેષ છે, રાગદ્વેષનું કારણ અહંકાર છે, અહંકારનું કારણ અજ્ઞાન છે અને અજ્ઞાનનું કારણ આત્માનો અનુભવ નથી. જો આત્મ-સાક્ષાત્કાર થાય તો અજ્ઞાન રહે નહિ અને દુઃખ રહે નહિ.

પ્રશ્ન:—એ વાત તરત સહેલાઈથી સમજી શકાય તેવી નથી. અમને તો અનેક જીવ પ્રત્યક્ષ અનુભવમાં આવે છે.

ઉત્તરઃ—અનેક દેખાય તેથી અનેક સાચાં થતાં જતાં નથી. સ્વપ્નામાં અનેક પ્રત્યક્ષ દેખાય છે છતાં તે સાચાં નથી. ત્યાં જોનારની ભૂલ છે. ત્યાં જોનારાને ઠીક કરો તો અનેક નથી.

પ્રશ્નઃ—જાગ્રતમાં એવી ભૂલ હોય તો શી રીતે દૂર થાય?

ઉત્તરઃ—તેટલા માટે જ ગુરૂની જરૂર છે અને સાચા જ્ઞાનની જરૂર છે. જાગ્રતમાં પણ જોનારાને ઠીક કરો તો અનેક રહેશે નહિ.

પ્રશ્નઃ—અમે તો ન્યુસપેપરમાંથી મળતા જ્ઞાનને ગીતા કરતાં વધારે માન આપીએ છીએ. જેટલી ઇચ્છા ન્યુસપેપર વાંચવાની થાય છે તેટલી ઇચ્છા ગીતા વાંચવા માટે થતી નથી.

ઉત્તરઃ—જેવા વિચાર આવે તેવું જીવન થાય છે. તેથી વિચારને ઠીક કરવાની જરૂર છે. જેવી ટેવ પાડીએ તેવી ટેવ પડી જાય છે. સારા વિચારની ટેવ પાડવી હોય તો ગુરૂની જરૂર છે. ન્યુસપેપર ગુરૂની જગ્યા લઇ શકે નહિ. વિચાર ઠીક કરી શકાય એવું જ્ઞાન કેટલાક ગુરૂઓએ કેટલાક શિષ્યોને આપેલ છે. તેની હકીકત ટૂંકામાં આ પુસ્તકમાં આપેલ છે.

ધર્મગુરૂઓ ધર્મનું જે શિક્ષણ સમાજને આપે છે તેનાથી નીચે પ્રમાણે ફાયદા થાય છે:—

૧ કુટુંબના જીવનમાં સુખ વધે છે કારણ કે ધાર્મિક શિક્ષણથી માણસો વિનય અને વિવેક શીખે છે.

૨ સાચા શિક્ષણવાળો વેપારી વેપારમાં ખોટો નફો લેશે નહિ.

૩ રાજકાજમાં જ્ઞાની ભક્ત કોઈ પાર્ટીનો પક્ષ લેશે નહિ અને જે કામ ન્યાયવાળું લાગશે તે જ બીક વગર કરશે.

૪ જો તેનું પ્રારબ્ધ મિલમાં, પોલિસમાં કે ન્યાયની અદાલતમાં કામ કરવાનું હશે અથવા ઇસ્પિતાલમાં કે રેલ્વેમાં કે ટપાલમાં કામ કરવાનું હશે તો તે પોતાની ફરજ પ્રમાણિકપણે બજાવશે અને બધાને સુખ થાય તેમ વર્તશે.

૫ જો તેનું પ્રારબ્ધ હાઇસ્કૂલમાં કે નિશાળમાં શિક્ષક થવાનું હશે તો તે નવી પ્રજાને નીતિ અને સંયમનું જ્ઞાન પોતાના દૃષ્ટાંતથી આપે.

૬ જ્યાં જ્યાં જ્ઞાની પુરુષો અને ભક્તો રહેલા હોય છે ત્યાં તેમના જીવનની સુવાસથી તે જગ્યા સ્વર્ગ જેવી બની જાય છે.

૭ જે શિક્ષક થવાનો હોય તો ખુદાનો બંદો હોવો જોઈએ. તેનામાં તપ, સંયમ, વિનય અને વિવેક હોવા જોઇએ.

૮ જે સમાજમાં નિઃસ્વાર્થી અને જ્ઞાની પુરુષો ઉત્પન્ન થાય તે સમાજની ઉન્નતિ જલદી થાય છે.

૯ હાલના સમાજમાં જ્યાં ઘણા માણસો ભેગા થઈ કોઇ કામ કરવાનો પ્રયત્ન કરે છે ત્યાં મતભેદ વધી

જાય છે. તેનું કારણુ અજ્ઞાન છે. જ્યાં અજ્ઞાન હોય ત્યાં ઘણુાના મત લેવા પડે છે. જેને જ્ઞાન પ્રાપ્ત થયું હોય તે દરેક બાબતમાં સાચો જ નિર્ણય આપે છે.

ગુરૂપૂર્ણિમાને દિવસે ગુરૂ જ્યાં હાજર ન હોય ત્યાં આ પુસ્તકનું વાંચન અને શ્રવણુ કરવાથી કાંઈક અંશે ગુરૂની હાજરી જેવું લાગશે.

ઠે. કુંભેશ્વર, ગામ–કોબા
પોસ્ટ ચાંદખેડા, સ્ટેશન સાબરમતી
ગુરુપૂર્ણિમા, સં. ૨૦૦૧

સ્વામી માધવતીર્થ



# પ્રકાશકનું નિવેદન

"સંદેશ ભક્તિરસ ગ્રંથમાળા" ના પ્રેમી ગ્રાહકોના કરકમલમાં આ ત્રીજું પુસ્તક 'ગુરુપૂર્ણિમા' રજૂ કરતાં મને આનંદ થાય છે.

આ કૃતિ પૂ. સ્વામી શ્રી. માધવતીર્થજીની છે. પૂ. સ્વામીજીએ 'સંદેશ પ્રકાશન મંદિર'ને તેમની અણમોલ ધાર્મિક કૃતિઓ આપીને ખરેખર મને ઋણી કર્યો છે.

આષાઢ માસની પૂર્ણિમાને ગુરુપૂર્ણિમા કહેવામાં આવે છે. ગુરુ પ્રત્યેની પવિત્ર પ્રેમભક્તિ અદા કરવાનું આ એક જ્ઞાનપર્વ છે. શિષ્યો આ પવિત્ર દિવસે ગુરુસ્થાને એકત્ર થાય છે અને ગુરુનું ભાવપૂર્વક પૂજન-અર્ચન કરે છે. ગુરુ વિના જ્ઞાન મળતું નથી. ગુરુની આવશ્યકતા આપણા જ્ઞાની સંતો-મહંતો અને આચાર્યોએ સ્વીકારી છે.

પ્રાચીન સમયમાં ગુરુ પ્રત્યે શિષ્યોનો કેવો પ્રેમ હતો તેનાં અનેક ઉજ્જવળ દૃષ્ટાંતો આજે પણ આપણને જાણવા મળે છે. કૃષ્ણ-સુદામા અને ગુરુ સાંદીપનિની કથા એ ગુરુભક્તિનું એક ઉજ્જવળ દૃષ્ટાંત છે. કૃષ્ણ-સુદામા ગુરુપત્નીની આજ્ઞાથી જંગલમાં લાકડાં લેવા ગયા છે.

મુશળધાર વૃષ્ટિ થઈ રહી છે—ત્યાં શિષ્યોને શોધવા ગુરુ સાંદીપનિ, ધોધમાર વરસાદમાં જંગલમાં જાય છે. શિષ્યોને શોધી કાઢી પ્રેમથી ભેટે છે; અને ભગવાન શ્રીકૃષ્ણ પોતાની જ્ઞાનપિપાસા પૂર્ણ કર્યા પછી ગુરુદક્ષિણામાં ગુરુના મૃતપુત્રને સજીવન કરે છે. આ છે આપણા ભારતવર્ષની ગુરુ–શિષ્યની ઉચ્ચ પ્રેમભાવના.

ભારત એક સમયે સારાયે જગતનું જ્ઞાનતીર્થ હતું. દેશદેશના જ્ઞાનાર્થીઓ એ સમયે જગતની પ્રથમ કક્ષાની સર્વોચ્ચ વિદ્યાપીઠ નાલંદા અને તક્ષશિલામાં આવતા હતા; અને આ વિદ્યાપીઠોમાંથી અનેક સંસ્કારસ્વામીઓ જ્ઞાન સંપાદન કરી જગતના માનવીઓનું કલ્યાણ કરતા હતા. આ વિદ્યાપીઠોમાં દરેક પ્રકારની વિદ્યાઓ અને ધર્મશાસ્ત્રોનું સાંગોપાંગ અધ્યયન કરાવવામાં આવતું હતું. આ વિદ્યાપીઠોમાં હજારોની સંખ્યામાં વિદ્યાર્થીઓ રહેતા હતા, તેમ છતાં તેમની શિસ્ત ઉચ્ચ હતી. ગુરુ પ્રત્યેની શિષ્યોની એ ઉત્કટ પ્રેમભાવના આજે પણ આપણા હૃદયમાં માનની ભાવના ઉત્પન્ન કરી મસ્તક નમાવા પ્રેરે છે.

અને આજે ગુરુ–શિષ્યના પ્રેમની કઈ દશા છે, એ તો આપણી આજની શાળાઓ અને કોલેજોનાં વાતાવરણ કહી આપે છે; અને આજના આપણા સંસ્કારરહિત શિક્ષણની અસર પણ જીવનવાટ માટે નિરુપયોગી બની રહે છે એ આપણા શિક્ષિત સમાજમાંથી અવારનવાર બહાર પડતા પડઘાઓ પરથી દેખાય છે. આજનું કહેવાતું શિક્ષણ જીવનના ભાવિમાર્ગને માટે જરાય માર્ગસૂચક નથી નિવડતું એમ વિચાર કરતાં લાગે છે.

સંવત ૨૦૦૧ ની ગુરુપૂર્ણિમાના મંગળ દિવસે જ 'ગુરુમહિમા' કહેતો આ ગ્રંથ પ્રકટ કરતાં મને ખૂબ જ આનંદ થાય છે. ભાવિકો આ ગ્રંથનો પ્રેમથી સત્કાર કરે એવી હું આશા રાખું છું.

સંદેશ પ્રકાશન મંદિર
સારંગપુર,
અમદાવાદ

લિ. ભવદીય
નંદલાલ ચુનીલાલ બોઢીવાળા
મેનેજિંગ ડિરેક્ટર
ધી સંદેશ લિમિટેડ



# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૮ | અંતરાયરૂપ | અંતરાત્મારૂપ |
| ૮ | ૬ | મોટા | ખોટા |
| ૪૯ | ૧૭ | ખરું | મારું |
| ૫૯ | ૨૩ | મળ્યા | માયા |
| ૭૬ | ૨૦ | તેમને | તેમ |





# અનુક્રમણિકા


| વિષય | પૃષ્ઠ |
| --- | --- |
| પ્રસ્તાવના . . . . . . . | ૩ થી ૨૨ |
| પ્રકાશકનું નિવેદન . . . . . | ૨૩ થી ૨૫ |
| ૧. ગુરુનો મહિમા . . . . . | ૧ |
| ૨. જીજ્ઞાસુને બોધ— . . . . . . | |
| કેટલાક જીજ્ઞાસુઓને લખેલા પત્રો . . | ૬૮ |
| ૩. પરિશિષ્ટ—સનાતનધર્મ અને યુગધર્મ . . | ૧૭૧ |




# ચિત્રોનો ક્રમ


| ક્રમ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | ગુરૂપૂર્ણિમા અને જીજ્ઞાસુને બોધ | કવર ઉપર |
| ૨ | જડભરત અને રહુગણ | ૨૪ની સામે |
| ૩ | ઋભુ અને નિદાઘ | ૫૭ |
| ૪ | અભ્યાસ અને વૈરાગ્ય | ૧૦૩ |
| ૫ | દૃષ્ટિ એવી સૃષ્ટિ | ૧૧૭ |
| ૬ | સંસાર મૃગજળ જેવો છે. | ૧૪૩ની સામે |




# સંવત ૨૦૦૨ નું કાર્તિકી

# સંદેશ પ્રત્યક્ષ પંચાંગ

ગુજરાતી ભાષામાં એક ખૂબ જ શુદ્ધ અને શાસ્ત્રોક્ત પંચાંગની આવશ્યકતા છે. ગુજરાતની આ ખોટ પૂરી પાડવા 'સંદેશ લિમિટેડ' તરફથી સંવત ૨૦૦૨ નું શુદ્ધ શાસ્ત્રોક્ત કાર્તિકી પ્રત્યક્ષ પંચાંગ ટૂંક સમયમાં પ્રકટ કરવા નક્કી કર્યું છે.

આ લોકપ્રિય, શુદ્ધ અને શાસ્ત્રોક્ત પંચાંગમાં ધાર્મિક ઉત્સવો, સંવત્સર ફળ, તિથિ, વાર, યોગ, નક્ષત્ર, કરણ અને દરેક જાતનાં શુભ મુહૂર્તો વગેરે જ્યોતિષને લગતી સંપૂર્ણ માહિતીઓ આપવામાં આવશે.

**આ શુદ્ધ ગુજરાતી પંચાંગના સર્જકો**

૧ આધુનિક પ્રખર ખગોળ ગણિતશાસ્ત્રી **શ્રી. હરિહર પ્રા. ભટ્ટ**

૨ જાણીતા વિજ્ઞાનશાસ્ત્રી અને ગુ. સા. પરિષદના
વિજ્ઞાન વિભાગના પ્રમુખ **શ્રી. ભોગીલાલ કે. પટવા**

૩ જ્યોતિષાચાર્ય **શ્રી. કૃષ્ણરામ વાલજી ભટ્ટ**

૪ જ્યોતિષમાર્તંડ **પંડિત રામલક્ષ્મણ આચાર્ય**

**આ પંચાંગ ગુજરાતી જનતાનું અનેરૂં આકર્ષણ બનશે.**

સંદેશ પ્રત્યક્ષ પંચાંગ નાની મોટી બે સાઇઝમાં પ્રકટ થશે. બન્ને પંચાંગો સચિત્ર અને જ્યોતિષશાસ્ત્રને લગતી અનેક માહિતીઓથી ભરપુર બનશે.

મોટા પંચાંગની કિંમત રૂ. ૧-૦-૦
(એક રૂપીઓ)
નાના પંચાંગની કિંમત રૂ. ૦-૬-૦
(છ આના)
(ટપાલખર્ચ બન્નેનું જુદું)

**આપની નકલ મેળવી લેવા અત્યારથી જ ગોઠવણ કરી લેશો.**

★ ★ ★

# સંદેશ ડાયરી

## [ સંવત ૨૦૦૨ ]

સંવત ૨૦૦૨ ની 'સંદેશ ડાયરી' પણ પ્રકટ કરવાનું અમે નક્કી કર્યું છે. આ ડાયરીમાં રોજ-બ-રોજની જરૂરી ઉપયોગી માહિતીઓ આપવામાં આવશે. ડાયરીમાં ઊંચા ગ્લેઝ કાગળ વાપરવામાં આવ્યા છે. ડાયરીઓ બે સાઈઝમાં પ્રકટ થશે. નાની સાઈઝમાં એક પૃષ્ઠમાં બે તારીખો આપવામાં આવશે. મોટી સાઈઝમાં એક પૃષ્ઠમાં એક તારીખ આપવામાં આવશે.

**એક પાનામાં એક તારીખવાળી ડાયરી કિં. ૦-૧૨-૦**
**એક પાનામાં બે તારીખવાળી ડાયરી કિં. ૦—૭-૦**

(બન્ને ડાયરીનું ટપાલખર્ચ જુદું)

સંદેશ પંચાંગ અને ડાયરીઓ ક્યાંથી મેળવશો ?

બહારગામના તમામ એજન્ટો પાસેથી પંચાંગો અને ડાયરીઓ મળી શકશે.

અમદાવાદમાં મળવાનું સ્થળ:

**ધી સંદેશ લિમિટેડ,** સારંગપુર, **અમદાવાદ.**
**સંદેશ પુસ્તક ભંડાર,** ગાંધીરોડ, ફરનાન્ડીઝ પુલ પાસે, **અમદાવાદ.**

# ગુરુપૂર્ણિમા




લેખકઃ

સ્વામીશ્રી માધવતીર્થ

# ગુરૂનો મહિમા

માણસનું જીવન સુધારવા માટે ૪ કૃપાની જરૂર છે.

૧. આત્મકૃપા

૨. ઇશ્વરકૃપા

૩. ગુરૂકૃપા

૪. શાસ્ત્રકૃપા

પોતાનું સ્વરૂપ ઓળખવા માટે તીવ્ર ઇચ્છા થાય તેને આત્મકૃપા કહે છે. તેને જ બ્રહ્મજીજ્ઞાસા કહે છે. તે બરાબર થાય તો ઇશ્વરની કૃપા થાય છે. ઇશ્વરકૃપા થાય કે તરત યોગ્ય ગુરૂ મળી રહે છે. પછી ગુરૂ કૃપા કરી શિષ્યને શાસ્ત્રોમાં આપેલ અનુભવી મહાત્માઓની વાણી પોતાના અનુભવ સહિત સંભળાવીને આત્મસાક્ષાત્કાર કરાવી આપે છે. તેને શાસ્ત્રકૃપા કહે છે. જે જીજ્ઞાસુ શાસ્ત્રનો અભ્યાસ કરે છે તેને બીજા કોઇ ભૂલમાં નાંખી શકતા નથી, કારણ કે શાસ્ત્રોમાં ભગવાનની વાણી અને અનુભવી ઋષિમુનિઓની વાણી આપવામાં આવેલ છે.

હાલના કાળમાં બ્રહ્મજીજ્ઞાસાનું પ્રમાણ ઓછું થયું છે. બુદ્ધિ વધી છે પણ શ્રદ્ધા ઓછી થયેલી છે. તેથી કુતૂહલતા વધારે જોવામાં આવે છે. કેટલાક શિષ્યો કુતૂહલથી ગુરૂને શોધે છે અને કહે છે કે અમને યોગ્ય ગુરૂ મળતા નથી અને કેટલાક ગુરૂઓ કહે છે કે અમને યોગ્ય શિષ્યો મળતા નથી; પણ ભગવાનની રચના એવા પ્રકારની છે કે જો શિષ્યની જીજ્ઞાસા સાચી હોય તેને લાયક ગુરૂ જરૂર

મળી રહે છે. એવા ગુરૂ ન મળે તો એ જો કોઇ સાધુ પોતાના કરતાં આગળ વધેલા છે એવું જીજ્ઞાસુને લાગે અને તેમાં કોઈ મોટો દોષ ન હોય તો તેની પાસેથી શિષ્યભાવે જ્ઞાન લેવામાં હરકત નથી. વળી ગુરૂને ભગવાન માનવાથી તેના હ્રદયમાંથી ભગવાન બોલીને શિષ્યને કૃતાર્થ કરશે. સારા ગુરૂઓ શિષ્યને શિષ્યરૂપે જોતા નથી પણ બ્રહ્મરૂપે જુએ છે. વેદાન્તના સંપ્રદાયમાં એવો રીવાજ છે કે ગુરૂ શિષ્યને આત્મસાક્ષાત્કાર કરાવીને પછી શિષ્યને નમસ્કાર કરીને છોડી મૂકે છે. ગુરૂ શિષ્યને છેવટે કહે છે કે આટલા દિવસ સુધી મારી દૃષ્ટિમાં ગુરૂ–શિષ્યનો ભાવ નહોતો, પણ તારી દૃષ્ટિમાં હતો. હવે તારી દૃષ્ટિ પણ શુદ્ધ થઈ ગઇ માટે ગુરૂ–શિષ્યનો ભાવ બન્ને વચ્ચે રહ્યો નહિ માટે હવે તને ઠીક પડે ત્યાં સમ–દૃષ્ટિ રાખીને વિચર.

છતાં શિષ્યો ગુરૂના ઉપકારનો બદલો ભૂલતા નથી. જે કામ કરોડો જન્મમાં રખડતાં થયું નહિ તે કામ ગુરૂ કરી આપે તો શિષ્ય ગુરૂને શું આપી શકે ? જ્યારે યાજ્ઞવલ્કયે જનકને ઉપદેશ આપ્યો અને આત્માનો અનુભવ આપ્યો ત્યારે જનકે વિચાર કર્યો કે મારે ગુરૂને બદલામાં શું આપવું ? ગુરૂએ જે આપ્યું તેના જેવી બીજી કોઈ ઉત્તમ ઉત્તમ નથી અને તે તેને પ્રાપ્ત છે. છેવટે જનકે ગુરૂને કહ્યું કે " આપે મને જે અભયપદ આપ્યું તેનાથી હું કૃતાર્થ થયો છું, મારી પાસે આપને આપવાને માટે કાંઈ નથી. આ રાજ્ય વગેરે તો આપનું જ છે પણ તેટલાથી આપનો બદલો આપી શકાતો નથી. તેથી પ્રભુ પાસે મારી તો એટલી જ માગણી છે કે " આપનું અભયપદ બની રહે. એટલે કે આપની નિષ્ઠા બની રહે."

ગુરુનું ખરું કામ શિષ્યને અદ્વૈત તત્ત્વનો સાક્ષાત્કાર કરાવી આપવાનું છે. તે તત્ત્વ દરેકની પાસે છે. છતાં અનેક જન્મની ભૂલોને લઈને માણસની વૃત્તિ તે સ્વરૂપે રહેવાને બદલે બહાર ચાલી જાય છે. ગુરૂ શિષ્યને બોધ આપી તે ભૂલ કેમ સુધારવી તે સમજાવે છે. જેણે ભૂલ કાઢી હોય, જેણે દ્વૈતભાવ દૂર કર્યો હોય તે જ બીજાની ભૂલ કાઢી શકે છે, તેથી આત્મ-સાક્ષાત્કારના માર્ગમાં ગુરૂની બહુ જરૂર છે.

વળી ગુરૂ પ્રત્યે ઈશ્વર જેવો ભાવ રાખવો જોઈએ. ગુરૂને ઇશ્વર જેવા માનવા જોઈએ. તેથી દરેક વર્ષે અષાડી પૂનમે દરેક શિષ્યે ગુરૂની પૂજા (ઈશ્વરની પૂજાની માફક) કરવી જોઇએ એવી શાસ્ત્રોમાં આજ્ઞા છે. તે વખતે કેટલાક શિષ્યો ગુરૂની સ્તુતિ નીચે પ્રમાણે કરે છેઃ—

ब्रह्मानंदं परमसुखदं
केवलं ज्ञानमूर्तिं
द्वंद्वातीतं गगनसदृशं
तत्त्वमस्यादि लक्ष्यम्।
एकं नित्यं विमलमचलं
सर्वधी साक्षीभूतं
भावातीतं त्रिगुण रहितम्
सद्गुरुं त्वां नमामि॥

– २ –

अखण्डमंडलाकारं व्याप्तं येन चराचरम्।
तत्पदं दर्शितं येन तस्मै श्री गुरवे नमः॥
गुरु ब्रह्मा गुरु विष्णु गुरु देवो महेश्वरः।
गुरु साक्षात्परंब्रह्म तस्मै श्री गुरवे नमः॥

न गुरोरधिकं तत्त्वं न गुरो रधिकं तपः।
तत्त्वज्ञानात्परं नास्ति तस्मै श्री गुरवे नमः॥

मन्नाथः श्री जगन्नाथो मद्गुरुः श्री जगद्गुरुः।
स्वात्मैव सर्वभूतानां तस्मै श्री गुरवे नमः॥

त्वमेव माता च पिता त्वमेव
त्वमेव बंधु च सखा त्वमेव।
त्वमेव विद्या द्रविणं त्वमेव
त्वमेव सर्वं मम देवदेव॥

- ૩ -

ॐ જય સદ્ગુરૂ સ્વામી, જય સદ્ગુરૂ સ્વામી.
ઘટઘટ પૂરણ પોતે (૨) સર્વાંતરયામી....જય

દયાસિંધુ સુખરૂપ, અનહદ ઉપકારી, ગુરૂ અનહદ ઉપકારી.
શી ઉપમા હું અર્પું (૨) જાય મતિ હારી...જય....

જન્મમરણ જલપૂરણ, સુખદુઃખ મચ્છ રહ્યા
એવા ભવથી તાર્યો (૨) ગુણુ નવ જાય કહ્યા....જય....

હવે થયો કૃતકૃત્ય, નિમગ્ન આત્મપદે
સ્વપ્ન તુલ્ય જગ જાણ્યું (૨) બ્રહ્માનંદ પદે....જય....

વેદ ગુરૂ ઈશ્વરને, પુનઃ પુનઃ પ્રણમું
આયુ લગી અનુચર થઈ (૨) તવ ચરણે વિરમું....જય....

એ કરવું છે શક્ય, અન્ય અશક્ય ખરૂં
આત્મજ્ઞાન તુલ્યે શું (૨) પ્રત્યુપકાર કરૂં....જય....

સમજી રહું છું શાંત, આપ કૃપાબલથી
અધિકારીને ઉગાર્યો (૨) તાર્યો ભવજલથી....જય....

ગીતામાં ચોથા અધ્યાયમાં ઘણા પ્રકારના યજ્ઞ સમજાવેલા છે. એ બધા સમજાવીને છેવટે (૪–૩૩) કહેલ છે કે "બધા યજ્ઞ કરતાં જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે, બધાં કર્મ જ્ઞાનમાં સમાપ્ત થાય છે." એવું જ્ઞાન મેળવવા માટે શિષ્યે ગુરૂને શરણ જવું, તેની સેવા કરવી અને તેને એવા પ્રશ્ન પૂછવા કે આ સંસાર શા માટે થયો છે? હું કયાંથી આવ્યો? મરણ પછી માણુસ કયાં જાય છે, ભગવાન કેવા છે અને કયાં છે? માયાનું સ્વરૂપ કેવું છે? જે સાચા ગુરૂ હશે તે જ એવા અઘરા પ્રશ્નોના જવાબ બરાબર આપી શકશે. એ જ્ઞાનથી ફરીથી સંસારમાં મોહ થતો નથી અને બધા પ્રાણી પોતાના આત્મામાં અથવા ભગવાનમાં રહેલાં લાગશે. એવું જ્ઞાન જે આપે તે જ્ઞાની પુરુષ સમજવા અને એ ગુરૂ કરવાને લાયક છે. પાપીમાં પાપી માણુસ હોય તે પણ એવા જ્ઞાનથી સંસારસાગરને તરી જાય છે. જ્ઞાન જેવી બીજી કોઇ પવિત્ર વસ્તુ નથી.

એવા જ્ઞાન માટે શિષ્યમાં પણ અધિકાર જોઇએ. જે શ્રદ્ધાવાળો હોય, જે ઈંદ્રિયોનો જીતનારો અને 'ભગવત-પરાયણ હોય તેને જ્ઞાન મળે છે.

જે માણુસોને સગુણ ભગવાનનાં દર્શન જોઈએ તેમને માટે જપ અને મૂર્તિનું ધ્યાન એ મુખ્ય સાધન છે. તેના પરિણામે ચિત્તશુદ્ધિ થતાં ભગવાન દર્શન આપે છે અને ભક્તને પૂછે છે કે તારે શું જોઇએ છે? મને શા માટે બોલાવ્યો? સગુણ ભગવાન ભક્તની ઇચ્છા પૂરી કરી પછી અદૃશ્ય થઇ જાય છે. વળી સગુણ ભગવાનનાં દર્શનમાત્રથી બધો પુરુષાર્થ સિદ્ધ થતો નથી. અર્જુનની પાસે 'સગુણ

ભગવાન રથ ઉપર પાસે હતા છતાં તેના મનમાં અનેક જાતના ખોટા સંકલ્પ ઉત્પન્ન થતા હતા.

અર્જુને ગીતાની શરૂઆતમાં જ ભગવાનને કહ્યું કે મારામાં દીનતા આવી જવાથી મને શું કરવું તે ખબર પડતી નથી હું તમારો શિષ્ય છું માટે મારે જે વાસ્તવિક કરવાનું હોય તે નિશ્ચય કરીને મને કહો. આ શ્લોક દરેક જીજ્ઞાસુ રાત્રે સુતી વખતે બોલીને પછી નિંદ્રા લે અથવા ધ્યાન કરતાં પહેલાં બોલે તો ભગવાન તેના ગુરૂ થાય છે અને તેનામાં સારું જ્ઞાન ઉત્પન્ન થાય છે. ગીતામાં બીજા અધ્યાયનો એ સાતમો શ્લોક છે.

ગુરૂની જરૂર બધે ઠેકાણે જણાવવામાં આવેલ છે. વ્યવહારમાં કોઈ નાના કામ માટે પણ જે માણસ તે કામ જાણતો હોય તેને પૂછવું પડે છે અને થોડીવાર તેને ગુરૂ કરવા પડે છે તો આત્મસાક્ષાત્કારના અજાણ્યા માર્ગે જેને જવું છે તેને ગુરૂની મદદની જરૂર કેમ ન રહે? શ્રીકૃષ્ણ ભગવાન પણ નાની ઉમરમાં ઉજ્જૈનમાં સાન્દીપની નામના ગુરૂને ત્યાં અભ્યાસ કરવા ગયા હતા. ત્યાં નિયમ પાળીને, ઈંદ્રિયોનો નિગ્રહ કરીને રહેતા હતા અને ગુરૂને ઈષ્ટદેવ જાણી તેની સેવા કરતા હતા. તેમની નિષ્કપટ સેવાથી પ્રસન્ન થઈને ગુરૂએ તેમને ઉપનિષદ્ સહિત સંપૂર્ણ વેદ શિખડાવ્યા. તે ઉપરાંત ધનુર્વેદ, ધર્મશાસ્ત્ર, ન્યાયમાર્ગ અને રાજનીતિનું શિક્ષણ પણ આપ્યું હતું. તેમની બુદ્ધિ એવી હતી કે ગુરૂ એકવાર સમજાવે કે તરત યાદ રહી જતું હતું (શ્રીમદ્ ભાગવત ૧૦–૪૫–૩૫). તેમની સાથે અભ્યાસ કરવામાં તેમના મોટાભાઈ બલભદ્રજી હતા તથા તેમના મિત્ર સુદામાજી હતા. સુદામાજીને જ્યારે ધનની જરૂર પડી

ત્યારે શ્રીકૃષ્ણે તેમને પૂછ્યું કે "હે બ્રહ્મન્, આપણે ગુરૂકુલમાં અભ્યાસ કરતા હતા તે તમને યાદ છે. ત્યાં એવો અભ્યાસ ચાલતો હતો કે **द्विजो विज्ञाय विज्ञेयं तमसः पारमश्नुते.** જે જ્ઞાતવ્ય વસ્તુ જાણ્યા પછી માણસ અજ્ઞાનથી પાર થઈ જાય છે.

ગુરૂકુલમાં વાસ કરવાથી જીવ સત્કર્મ કેમ કરવાં તે શીખે છે. ભગવાન સુદામાજીને કહે છે કે સર્વ પ્રાણીના અંતરાયરૂપ હું ગુરૂસેવાથી જેવો પ્રસન્ન થાઉ છું તેવો યજ્ઞ, બ્રહ્મચર્ય, તપ અને ઉપશમ વગેરે બીજાં સાધનથી પ્રસન્ન થતો નથી, અને

**एतदेव हि सच्छिष्यैः कर्तव्यं गुरु निष्कृतम् ।**
**यद्वै विशुद्धभावेन सर्वार्थात्मर्पणं गुरौ ॥**

(શ્રીમદ્ ભાગવત ૧૦–૮૦–૪૧)

બધી ઈચ્છા પૂરી કરવાના સાધનરૂપ પોતાના શરીરને વિશુદ્ધભાવથી ગુરૂની સેવામાં લગાવીને સારા શિષ્યો ગુરૂની સેવા કરે છે.

ગુરૂ જે જ્ઞાન પ્રેમથી શિષ્યને આપે છે તે જ્ઞાનમાં એવું જોર રહેલ હોય છે કે જે માત્ર પુસ્તક વાંચવાથી મળતું નથી. વેદાન્તને શ્રુતિ કહે છે.તે યોગ્ય ગુરૂ પાસે સાંભળીને ગ્રહણ કરવા જેવી વસ્તુ છે, વાંચી લેવાની વસ્તુ નથી.

## રામ અને વસિષ્ઠ

જ્યારે રામચંદ્રજી નાની ઉમરમાં તીર્થયાત્રા કરવા ગયા હતા ત્યારે પાછા વળ્યા પછી તેના ચિત્તમાં બહુ ખેદ રહેતો હતો, જમવામાં કે બીજા કામમાં તેમનું મન બહુ ઉદાસ રહેતું હતું. તે વખતે દશરથ રાજાએ તેમને

કહ્યું કે "હે પુત્ર ! તું વિવેકી છે અને વળી અનેક શુભ ગુણોના પાત્રરૂપ છે માટે તારા આત્માને ખેદને સ્વાધીન કરવો ન જોઇએ." ત્યાં બેઠેલાં વસિષ્ઠ મુનિએ પણ રામચંદ્રજીને કહ્યું કે "તમે શુરા છો અને ભારે દુઃખદાયી તથા મુશ્કેલીથી જીતી શકાય તેવા વિષયોરૂપી શત્રુઓને પણ તમે જીતી લીધા છે, તો પછી અજ્ઞાનીઓની માફક અનેક મોટા તરંગમાં ડૂબકાં કેમ ખાઓ છો ? "

રામ બોલ્યાઃ—હું વિદ્યા ભણ્યો, પછી મેં તીર્થયાત્રા કરી છતાં સંસાર ઉપરથી મારી આસ્થા ઊઠી જવા લાગી. મને એવા વિચાર આવવા લાગ્યા કે "આ સંસારમાં જે સુખ છે તે શું છે ? કાંઈ નથી. આ સંસારમાં માણસો મરવા માટે જન્મે છે અને જન્મવા માટે જ મરે છે. આ સંસારના બધા ભોગ અનિત્ય છે. તે મોટી આપદા છે. એ બધું મનની કલ્પનારૂપ છે છતાં આપણે તેમાં શા માટે મોહ પામીએ છીએ ? આપણને કોઇએ વેચ્યા નથી છતાં આપણે વેચાયા જેવા થઇને રહ્યા છીએ. આ ઇંદ્રજાળ છે એમ જાણતાં છતાં આપણે બધા મૂઢ બની રહેલ છીએ. જેમ કોઈ મુસાફરને મૃગજળનું જ્ઞાન થયા પછી તેમાં અરુચિ થઈ જાય છે તેમ મને સંસારના ભોગમાં અરુચિ થઈ ગઈ છે. હું એમ જાણવા માગું છું કે આ જગત શા કારણથી ઉત્પન્ન થાય છે. આપણી આવરદા પણ બહુ ટૂંકી છે, માણસનું આ જીવન મૂર્ખના જેવું જણાય છે, બધે અહંકાર વ્યાપી ગયેલ છે, ચિત્તમાં અનેક જાતની ચંચળતા રહે છે, માણસોની તૃષ્ણાનો અંત નથી, દેહમાં અનેક જાતના રોગ રહેલા છે, બાળકપણું રમવામાં ચાલ્યું જાય છે, યૌવન અવસ્થા સ્ત્રી સંગમાં ચાલી જાય છે, વૃદ્ધાવસ્થામાં શરીર

નબળું થઇ જવાથી કેટલાંક દુઃખ ભોગવવાં પડે છે અને ચિંતાઓ ઘેરી લે છે. પોપટ જેમ દાડમના બીને ફોલી ફોલીને ખાઇ જાય છે તેમ કાળ જગતમાં જુદા જુદા રહેલા પદાર્થોને વીંખી વીંખીને ખાઈ જાય છે. સર્વ લોકોમાં કાળનું બળ પ્રસિદ્ધ છે. હે મુનિ! આવા સંસારમાં મારા જેવાને શો વિશ્વાસ રહે? બાધ ન પામે એવો કોઈ પદાર્થ ત્રણે લોકમાં નથી. આ સંસારની બધી પ્રવૃત્તિ અસ્થિર છે, છતાં પ્રમાદી લોકોના મનમાં લાંબા કાળ સુધી સ્થિર રહેવાની પ્રતીતિ થાય છે. જગતમાં કુટિલતા ઘણી જણાય છે અને સજ્જન તો સ્વપ્નમાં પણ મળતો નથી. મારે રાજ્યનું, ભોગનું, ધનનું કે ઉદ્યમનું શું પ્રયોજન છે? એ સઘળું અહંકારને લઇને થાય છે માટે હે બ્રહ્મન્! જે ઉપદેશથી હું જ્ઞાની થઇને શોક, ભય તથા પરિશ્રમથી રહિત થાઉં તેવો ઉપદેશ મને તરત આપો, મારા મનનો આ અજ્ઞાન-રૂપી અંધકાર દૂર કરો. કરવા યોગ્ય સાધન શું છે? પામવા યોગ્ય ફળ કયું છે? અને આ મેળ વગરના સંસારમાં શી રીતે વર્તવું જોઇએ? અગ્નિની જ્વાળા જેમ દાહ વગરની હોતી નથી તેમ આ સંસારમાં કોઇ સારી ક્રિયા પણ રાગદ્વેષ વિનાની અને સુખ કે દુઃખ વગરની હોતી નથી. વ્યવહાર કરતાં છતાં પણ જે રીતે મને દુઃખ પ્રાપ્ત થાય નહિ તેવી ઉત્તમ યુક્તિ મને કહો.

શ્રી રામચંદ્રજીનાં વૈરાગ્યવાળાં આવાં વચનો સાંભળીને ત્યાં સભામાં બેઠેલા બધા માણસો બહુ જ પ્રસન્ન થયા. તેમણે જણાવેલી મુશ્કેલી માત્ર તેમની જ નહોતી પણ સર્વપ્રાણીમાત્રને સંસારની માયા મૂંઝાવે છે.

ત્યાં સભામાં બેઠેલા વિશ્વામિત્રે શ્રી રામચંદ્રજીને કહ્યું કે જે જાણવાનું છે તે આપ જાણો છો પણ એ જ્ઞાનમાં

આપને વિશ્રાંતિ થઈ નથી એટલે નિષ્ઠા થઈ નથી. શ્રી શુકદેવજીને જ્ઞાન થયું હતું પણ નિષ્ઠા થઈ નહોતી તેથી નિષ્ઠા કેમ થાય તે બાબત પૂછવા માટે જનક રાજા પાસે જવું પડયું હતું. શુકદેવજીએ જનક રાજાને કહ્યું કે "આ દુષ્ટ અને અસાર સંસાર અંતઃકરણથી ઉત્પન્ન થયેલ છે અને અંતઃકરણનો ક્ષય થતાં ક્ષય પામે છે એમ તત્ત્વવેત્તાઓનો નિશ્ચય છે, આ પ્રમાણે મેં જાણ્યું છે તે જ સાચું હોય તો મને નિઃસંદેહ રીતે કહો, એટલે હું તમારા વચન ઉપર વિશ્વાસ રાખીને વિશ્રામ પામું, આ મારું ચિત્ત અવિશ્વાસથી ચારે બાજુ ભમે છે."

કેટલાક શિષ્યોને સારો અનુભવ થાય છે તોપણ તે અનુભવ સાચો છે કે નહિ તેની શંકા રહે છે. શંકાનું સમાધાન કરવા માટે પણ ગુરૂની જરૂર પડે છે.

શુકદેવજી પરમહંસ હતા. જનક ગૃહસ્થી હતા. શુકદેવજીમાં જ્ઞાન હતું, પણ નિષ્ઠા જનકના વચનથી થઇ હતી.

જનક રાજાએ કહ્યું:—આથી અધિક બીજું કાંઈ પણ નિશ્ચય કરવાનું નથી. જે નિશ્ચય કરવાનું છે તે તમે પોતાની મેળે જ જાણેલ છે. અખંડ ચૈતન્યરૂપ આત્મા એક જ છે. એ વિના બીજું કાંઇ છે જ નહિ, એ આત્મા પોતાના સંકલ્પથી બંધાયેલો છે અને સંકલ્પરહિત થતાં તે મુક્ત જ છે. તમારા જેવી પૂર્ણતા તો તમારા પિતા વ્યાસજીને પણ પ્રાપ્ત થઈ નથી. વૈરાગ્યની દૃષ્ટિએ તો તમે મારાં કરતાં પણ અધિક છો. તમે બહારના વિષયોમાં પડયા નથી અને મુક્ત છો, માટે તમે ભ્રાંતિ છોડી દો."

શુકદેવજીએ એ ઉપદેશમાં નિષ્ઠા કરી. ત્યાંથી નીકળી તે મેરુ પર્વતના શિખર ઉપર ગયા અને ઘણો કાળ નિર્વિકલ્પ સમાધિ કરી સ્વરૂપમાં શાંત થયા.

વિશ્વામિત્રજીએ રામચંદ્રજીને કહ્યું કે તમારે પણ અવિશ્વાસને દૂર કરી સ્વરૂપમાં સ્થિતિ કરવી. કોઇપણ ભોગ ગમે નહિ એ જ મનમાં જ્ઞેય વસ્તુ જણાયાનું ચિહ્ન છે. વાસનાના નિર્મૂળપણાને પંડિતો મોક્ષ કહે છે. હવે જો એ જ્ઞાન તમે કોઇ મહાત્માના મુખથી સાંભળો તો તમારા ચિત્તમાં અવશ્ય શાંતિ મળશે, માટે હવે હું આ સભામાં બેઠેલ ભગવાન વસિષ્ઠને પ્રાર્થના કરું છું કે તે તમને નિષ્ઠા કરાવી આપે.

વસિષ્ઠ બોલ્યાઃ—હે મુનિ! આપ મને જે કામની આજ્ઞા કરો છો તે કામ હું નિર્વિઘ્ને કરીશ. પૂર્વકાળમાં બ્રહ્માએ સંસારરૂપી ભ્રાંતિ ટાળવા માટે જે જ્ઞાન કહ્યું હતું તે અખંડ જ્ઞાનનું મને સંપૂર્ણ સ્મરણ છે.

પછી વસિષ્ઠ મુનિએ રામચંદ્રજીને જ્ઞાન આપવાનું શરૂ કર્યું. તે જ્ઞાન યોગવસિષ્ઠ નામના ગ્રંથમાં આપેલું છે. પહેલાં શરૂઆતમાં બ્રહ્મમાંથી જગત કેમ બન્યું એ વાત સાંભળાવીને પછી તેમણે કહ્યું કે જગત જેવી કોઈ સાચી વસ્તુ નથી. આ પદ્ધતિને આરોપ અને અપવાદની રીત કહે છે અને તે વેદાન્તમાં બહુ જાણિતી છે.

યોગવસિષ્ઠનો ગ્રંથ ક્યારે તૈયાર થયો એ જાણવું બહુ મુશ્કેલ છે. પણ તેની રચના અને તેમાં આપેલ બોધ એવો ઉત્તમ છે કે ઘણા જીજ્ઞાસુઓને એ એક જ ગ્રંથમાંથી પૂર્ણ શાંતિ મળી ગયેલ છે.

સંસારમાંથી જેમ ઈચ્છા દૂર કરવાની છે તેમ સંસારની બીક પણ દૂર કરવાની છે. અર્જુનને સંસારના સુખની ઇચ્છા નહોતી છતાં સંસારની બીક લાગતી હતી. જેમ કામ કરવામાં અહંકાર ઘૂસી જાય છે તેમ કામ નહિ કરું એ ભાવનામાં પણ અહંકાર ઘૂસી જાય છે. બન્ને પ્રકારનો અહંકાર છોડવાની જરૂર છે. કર્મ બંધનકારક નહિ પણ "મેં કર્યું" એ ભાવ બંધનકારક છે તેથી કર્મ કરતાં છતાં કર્મ બંધન ન થાય એવો ઉપદેશ ગીતામાં ભગવાને અર્જુનને આપેલ છે અને યોગવસિષ્ઠમાં વસિષ્ઠે રામચંદ્રજીને આપેલ છે. એ ઉપદેશના પરિણામે અર્જુને યુદ્ધ કર્યું તોપણ તેનાથી લેપાયા નહિ અને રામચંદ્રજીએ રાજ્ય કર્યું તોપણ તેનાથી લેપાયા નહિ. આવા અઘરા પ્રસંગોમાં શાંતિ રહે તેટલા માટે ગુરૂની જરૂર હમેશાં રહે છે.

વસિષ્ઠ મુનિએ રામચંદ્રજીને કહ્યું કે "હે રાઘવ! પોતાનું ચિન્મય સ્વરૂપ અનાત્મ પદાર્થો દૂર કરવાથી સ્વચ્છ થાય, હૃદયમાં ઉત્તમ શાંતિનો આવિર્ભાવ થાય અને આગળની સઘળી બુદ્ધિની વૃત્તિઓ શાંતિરૂપ રસના સ્વાદમય થઇ જાય ત્યારે અંતઃકરણની વૃત્તિ બ્રહ્મરસનો સ્વાદ લઇને બ્રહ્માકાર થઈ જાય છે. એવી રીતે બુદ્ધિથી પરમતત્ત્વનો અનુભવ થાય ત્યારે પુરુષનું જગતમાં આ જે ભ્રમણ છે તે એક જાતના રમણ સમાન જ થાય છે.

## યમ અને નચિકેતા

ગુરૂશિષ્યનો એક સારો સંવાદ કઠોપનિષદમાં આપેલો છે. ત્યાં યમરાજા ગુરૂ છે અને નચિકેતા તેને પૂછે છે કે મરણ પછી માણસનું શું થાય છે? કોઈ કહે છે કે એ રહે છે અને કોઇ કહે છે કે એ નાશ પામે છે.

યમ કહે છેઃ—આ વિષય ઘણો ઝીણો છે, જાણવો સહેલો નથી માટે તેને બદલે બીજું કાંઈ વરદાન માગી લે. તારે જોઇએ તો સ્ત્રી પુત્રનું સુખ માગ, દીર્ઘાયુષ્ય માગ, હાથીઘોડા, ધન અને આખી પૃથ્વીનું રાજ્ય માગ.

નચિકેતાઃ—હાથીઘોડા, માનપાન, સ્ત્રીઓ વગેરે સંસારના સુખ આપને જોઇએ તો આપ રાખો. મને તો દુનિયાનાં સર્વ સુખ તૃણ જેવાં લાગે છે. મારે તો એ જ જાણવું છે કે આત્મા છે કે નહિ અને છે તો કેવો છે?

યમઃ—આ સંસારમાં બે સુખ માણસની આગળ જણાય છે. તેમાં એક પ્રેય એટલે સંસારનું સુખ અને બીજું શ્રેય એટલે મોક્ષનું સુખ. એ બન્ને સુખમાં ડાહ્યો માણસ બીજું સુખ પસંદ કરે છે. પ્રેય અવિદ્યારૂપ છે અને શ્રેય વિદ્યારૂપ છે.

શ્રેય એટલે મોક્ષનું સુખ માત્ર તર્ક કરવાથી મળતું નથી, પણ અધ્યાત્મયોગથી જે પોતાની અંદર ઉતરી સાક્ષાત્કાર કરે છે તેને મળે છે. તે વખતે ખબર પડે છે કે આત્માનો જન્મ નથી તેમ મરણ પણ નથી. તે અજ, નિત્ય, શાશ્વત અને પુરાણ પુરુષ છે શરીરના નાશથી તેનો નાશ થતો નથી. જે આત્માને ચાહે છે તેને આત્મા ચાહે છે.

બ્રહ્માએ માણસોની ઇંદ્રિયો બહિર્મુખ કરેલ છે તેથી ઇંદ્રિયો માત્ર બહારનું જગત જુએ છે. કોઇ ધીર પુરુષ જ અંતર્મુખ દૃષ્ટિ કરી આત્માને ઓળખી લે છે. જે અહીં છે તે ત્યાં છે. જ્યાં ભેદ નથી ત્યાં જે ભેદ જુએ છે તેને જન્મમરણ આવે છે તેથી ભેદ-દૃષ્ટિનો ત્યાગ કરવો જોઈએ અને નિત્ય નિરંતર આકાશની માફક પરિપૂર્ણ બ્રહ્મ હું છું એવી દૃષ્ટિ રાખવી. આવા જ્ઞાનથી અવિદ્યા નીકળી જવાથી આત્માનો

અનુભવ આવશે. જેમ કોઈ લોટામાં રહેલ શુદ્ધ જળ તળાવના શુદ્ધ જળમાં નાંખીએ તો બન્ને જળ એકમેક થઇ જાય છે તેમ જીવ-બ્રહ્મની એકતા કરી લેવી જોઇએ.

જે દશામાં બધી ઇંદ્રિયો અને મન શાંત થઈ જાય છે અને બુદ્ધિ પણ ચેષ્ટા કરતી નથી તે પરમ સ્થિતિ છે. જ્યારે હૃદયમાં રહેલ બધી કામનાઓ છૂટી જાય છે ત્યારે મરણધર્મવાળો જીવ અમર થાય છે એટલે કે અહીં જ બ્રહ્મભાવ પ્રાપ્ત કરે છે. તેને કોઇ સ્થળે જવા આવવા જેવું રહેતું નથી.

આ કથામાં ગુરૂએ શિષ્યના વૈરાગ્યની બહુ કસોટી કરેલ છે અને પછી તેનો અધિકાર જોઇને ઉત્તમમાં ઉત્તમ જ્ઞાન આપેલ છે. ઘણા માણસોના મનમાં એ પ્રશ્ન વારંવાર ઉત્પન્ન થાય છે કે મર્યા પછી માણસનું શું થાય છે? તેમને માટે કઠોપનિષદનો અભ્યાસ બહુ ઉપયોગી છે. તે પ્રશ્નનો ટૂંકો જવાબ એટલો જ કે જેનામાં ભેદબુદ્ધિ છે તેને જન્મમરણ લાગે છે. જેનામાં અદ્વૈતભાવ છે તેને કોઇ જગ્યાએ જવા આવવા જેવું રહેતું નથી. આવી વિદ્યા હાલના કાળમાં હાઇસ્કૂલ અને કોલેજોમાં આપવામાં આવતી નથી, શિષ્યો પણ એવા પ્રશ્નો કરતા નથી અને શિષ્યોમાં નચિકેતાના જેવો વૈરાગ્ય પણ હોતો નથી.

## ઉદ્દાલક અને શ્વેતકેતુ

ગુરૂ કેવા જોઇએ, શિષ્ય કેવા જોઇએ અને સાચું જ્ઞાન કેને કહેવાય તે સમજવા માટે બીજો એક પ્રસંગ છાંદોગ્ય ઉપનિષદમાં આપવામાં આવેલ છે.

પ્રાચીનકાળમાં ઉદ્દાલક નામના એક બ્રાહ્મણ એક વડ નીચે ઝૂંપડી બાંધીને રહેતા હતા, તે વિદ્વાન હતા પણ

તેના પુત્રને ભણવું ગમતું નહોતું. પુત્રને આઠમે વર્ષે જનોઇ આપી, પણ તે બાર વર્ષનો થયો ત્યાંસુધી ગુરૂને ઘેર ગયો નહિ તેનું નામ શ્વેતકેતુ હતું. પછી પિતાના બહુ આગ્રહથી બાર વર્ષની ઉંમરથી ચોવીસ વર્ષની ઉંમર સુધી ગુરૂને ઘેર રહી ઘણી વિદ્યા ભણ્યો, વિદ્યા ભણીને ઘેર પાછો આવ્યો ત્યારે શ્વેતકેતુ વધારે અભિમાની અને અક્કડ થયેલો તેના પિતાની નજરમાં આવ્યો. પિતાએ જાણ્યું કે તેને હજુ ખરું શિક્ષણ મળેલ નથી. તેણે શ્વેતકેતુને પાસે બેસાડી કહ્યું કે હે શ્વેતકેતુ! તારી બુદ્ધિ જાણે કે બહુ કેળવાઈ ગઈ હોય તેમ તને લાગે છે, તું વિદ્યાનું અભિમાન બહુ રાખે છે, પણ તારા ગુરૂએ તને એવી વિદ્યા આપી છે કે એક વસ્તુના જ્ઞાનથી સર્વ વસ્તુનું જ્ઞાન થાય. શ્વેતકેતુએ જવાબ આપ્યો કે "પિતાજી, એકને જાણ્યાથી બધું શી રીતે જણાઈ જાય?"

પિતાઃ—જો ભાઈ! આ માટી છે, આ એક માટીને પુરેપુરી જાણી લઇએ તો માટીના જે જે પદાર્થો થાય છે. ઘડો, કોડિયું, ઈંટ વગેરે, તે સર્વ આપણે જાણી શકીએ; કારણ કે માટીના બનેલા એ સર્વ પદાર્થો જુદાં જુદાં નામ માત્ર છે, ખરી વસ્તુ માટી જ છે. તે જ પ્રમાણે જો તું લોઢું બરાબર સમજી લે તો લોઢાના બનેલા બધા પદાર્થ તારા સમજવામાં આવી જાય કારણ કે લોઢાના તે તે પદાર્થો નામ માત્ર છે, ખરી વસ્તુ લોઢું જ છે.

શ્વેતકેતુઃ—પિતાજી! મારા ગુરૂએ એવો કોઈ પદાર્થ મને બતાવેલ નથી કે જેને જાણવાથી સઘળું જાણી શકાય. મને લાગે છે કે ગુરૂ પોતે જ એ વસ્તુ જાણતા નહોતા. જાણતા હોય તો મને શા માટે ન કહે. માટે પિતાજી! તમે જ મને તે કહો. પિતાએ કહ્યું:—એ વસ્તુ સત્ છે,

બ્રહ્મ છે, પરમાત્મા છે. આ બધા પદાર્થ તેના સ્વરૂપ છે. જેમ ઘડો ઉત્પન્ન થયા પહેલાં તે માટીરૂપ હતો, ઘડો થયા પછી પણ તે માટીરૂપ છે અને ઘડાનો નાશ થતાં પણ તે માટીરૂપ છે તેમ જગત ઉત્પન્ન થયા પહેલાં તે બ્રહ્મરૂપ હતું. જગત ઉત્પન્ન થયા પછી પણ તે બ્રહ્મરૂપ છે અને અંતે પણ તે બ્રહ્મરૂપ રહેશે. ઘડામાં ઘાટનું જ્ઞાન અનિત્ય છે, માટીનું જ્ઞાન સાચું છે. તેમ બ્રહ્મમાં જગતનું જ્ઞાન સાચું નથી, બ્રહ્મનું જ્ઞાન સાચું છે.

ઉપનિષદોમાં કહેલ છે કે **आचार्यवान् पुरुषो वेद** એટલે જેને સાચા ગુરૂ મળ્યા હોય તેને જ સાચું જ્ઞાન પ્રાપ્ત થાય છે.

## સનત્કુમાર અને નારદ

સંસારને ઉપયોગી બધી વિદ્યા ભણવા છતાં પણ જીવ કૃતાર્થ થતો નથી. માણસને પૈસો મળે, સ્ત્રી મળે, પુત્ર મળે, કીર્તિ મળે એટલે તે સમજે છે કે હું ભાગ્યશાળી થયો પણ જ્યાં સુધી માથે મરણની બીક છે, ત્યાંસુધી ભાગ્યશાળી શાનો? હાલની જે વિદ્યા હાઇસ્કૂલ અને કોલેજોમાં આપવામાં આવે છે તે મરણની બીક દૂર કરી શકતી નથી અને માણસના દુઃખ અને શોકની આત્યન્તિક નિવૃત્તિ કરી શકતી નથી. એ બાબત ઉપર ધ્યાન ખેંચનાર બીજો એક સારો પ્રસંગ છાંદોગ્ય ઉપનિષદમાં આપવામાં આવેલ છે. એક વખત નારદજી સનત્કુમાર પાસે ગયા અને કહ્યું કે મને આત્મજ્ઞાન આપો. સનત્કુમારે નારદજીને પૂછ્યું કે તમે શું જાણો છો તે પહેલાં કહો.

નારદઃ—હું ચારે વેદ જાણું છું, ઇતિહાસ, ભૂગોળ, પુરાણ, વિજ્ઞાન, દેવવિદ્યા, ભૂતવિદ્યા, સર્પવિદ્યા, ખગોળવિદ્યા

જાણું છું તેથી હું મંત્ર જાણનાર થયો છું, પણ આત્મજ્ઞાની થયો નથી. મેં આપના જેવા મહાપુરુષો પાસેથી સાંભળેલ છે કે આત્મજ્ઞાની પુરુષ જ શોકને તરી જાય છે માટે હું શોકને તરી જાઉં એવું આત્મજ્ઞાન મને આપો.

શિષ્યને ધીરે ધીરે આગળ ચડાવવા માટે સનત્કુમારે કહ્યું કે તમે જે જાણ્યું તે નામમાત્ર છે માટે નામને બ્રહ્મરૂપે ઉપાસો. નારદે તેમ કર્યું છતાં શોક ગયો નહિ અને ફરીથી સનત્કુમાર પાસે આવી પૂછ્યું કે "નામથી અધિક કાંઈ છે ?" સનત્કુમારે કહ્યું કે "નામથી અધિક વાણી છે." વાણીને બ્રહ્મરૂપે ઉપાસના કરવાથી પણ નારદજીને શોક ગયો નહિ, અને ફરી સનત્કુમાર પાસે આવ્યા. એવી રીતે નીચે પ્રમાણે ક્રમથી ઘણીવાર ઉપદેશ આપ્યો:-

| | | |
|---|---|---|
| ૧ વાણીથી અધિક મન | ૮ જળ | ૧૫ વિજ્ઞાન |
| ૨ સંકલ્પ | ૯ તેજ | ૧૬ મતિ |
| ૩ ચિત્ત | ૧૦ આકાશ | ૧૭ શ્રદ્ધા |
| ૪ ધ્યાન | ૧૧ સ્મૃતિ | ૧૮ નિષ્ઠા |
| ૫ વિજ્ઞાન | ૧૨ આશા | ૧૯ કૃતિ |
| ૬ બલ | ૧૩ પ્રાણ | ૨૦ સુખ |
| ૭ અન્ન | ૧૪ સત્ય | |

એમ ઉત્તરોત્તર વાણીથી ચડતા ચડતા સુખ સુધી સમજાવીને સુખને બ્રહ્મરૂપે ઉપાસવા માટે કહ્યું. વધારામાં કહ્યું કે જે (ભૂમા) પરિપૂર્ણ છે તે સુખ છે, અલ્પમાં સુખ નથી તેથી અલ્પ દુઃખરૂપ છે.

હવે ભૂમા એ શું છે તે જાણવાની નારદજીની ઇચ્છા થવાથી ગુરૂ સનત્કુમાર કહે છે કે "જ્યાં આત્મા સિવાય

બીજું કાંઈ જોતો નથી, સાંભળતો નથી અને જાણતો નથી તે ભૂમા છે એટલે બ્રહ્મ છે. જ્યાં બ્રહ્મ સિવાય બીજું કાંઈ દેખાય છે, સંભળાય છે, કે જણાય છે તે અલ્પ છે. જે પૂર્ણ છે તે અમૃત છે, જે અલ્પ છે તે મરણ ધર્મવાળું છે.

નારદઃ—તે બ્રહ્મ ક્યાં રહે છે?

સનત્કુમારઃ—તે ઉપર છે, નીચે છે, ઉત્તર, દક્ષિણ સર્વ ઠેકાણે છે.

પણ કોઇને એમ શંકા થાય કે તો પછી હું કોણ છું? તો કહે છે કે હું પણ ઉપર નીચે, ઉત્તર, દક્ષિણ સર્વ ઠેકાણે છું. વળી કોઇ એવી શંકા કરે કે માણસ તો અમુક જાતિનો, અમુકનો દિકરો છે તો કહે છે કે હુંનું ખરું સ્વરૂપ જે આત્મા છે તે આત્મા જ ઉપર, નીચે, ઉત્તર, દક્ષિણ વગેરે સ્થળે છે. એવું જ્ઞાન જેને થાય છે તેને આત્મામાં રતિ થાય છે, આત્મામાં ક્રીડા થાય છે, આત્મામાં પ્રેમ થાય છે અને તે આત્મામાં આનંદ મેળવે છે. તે સમ્રાટ થાય છે. તેની ઇચ્છા બધે ઠેકાણે પૂર્ણ થાય છે.

આ કથા ઉપરથી જાણી શકાશે કે સંસારની બધી વિદ્યા એટલે વકીલાતપણું, દાકતરપણું, એન્જિનીયરપણું મેળવવાથી કે કાઉન્સિલમાં મેમ્બર થવાથી પણ ખરું તત્ત્વ જાણવામાં આવતું નથી. જે વિદ્યાથી માણસને મુક્તિ મળતી નથી તે ખરી વિદ્યા નથી.

## જનક અને યાજ્ઞવલ્કય

બૃહદારણ્યક ઉપનિષદમાં એક જગ્યાએ શંકરભાષ્યમાં કહેલ છે કે **नह्यात्मविज्ञान तत्स्मृति सन्तान व्यतिरेकेण चित्वृत्ति निरोधस्य साधनमस्ति** એટલે આત્મજ્ઞાન અને તે

અનુભવના સંસ્કારનું સતત સ્મરણ સિવાય ચિત્તવૃત્તિના નિરોધને માટે બીજું સાધન નથી. આત્મજ્ઞાન માટે શ્રવણ, મનન અને નિદિધ્યાસન જોઇએ. શ્રવણ એટલે પુસ્તકનું વાંચન નહિ પણ ગુરૂ પાસે વિધિવત જઈને તેની સેવા કરીને, તેને પ્રસન્ન કરીને જ્ઞાન મેળવવું. આત્મજ્ઞાનમાં અંતરાય ફક્ત અવિદ્યા છે. તેને દૂર કરવાથી પ્રાપ્તિની પ્રાપ્તિ અનુભવમાં આવે છે.

એક વખત જનક રાજાએ ગુરૂ યાજ્ઞવલ્કયને પૂછયું કે કઇ જ્યોતિથી આ બધો વ્યવહાર ચાલે છે.

યાજ્ઞવલ્કય:—સૂર્યના તેજથી બધો વ્યવહાર ચાલે છે.

જનક:—સૂર્ય ન હોય ત્યારે વ્યવહાર કઈ જ્યોતિથી ચાલે છે.

યાજ્ઞવલ્કય:—ચંદ્રમાની જ્યોતિથી વ્યવહાર ચાલે છે.

જનક:—સૂર્ય અને ચન્દ્ર ન હોય ત્યારે કઈ જ્યોતિથી વ્યવહાર ચાલે છે,

યાજ્ઞવલ્કય:—અગ્નિથી વ્યવહાર ચાલે છે. અમાસની રાત્રી હોય ત્યારે બત્તી કરીને લોકો પોતાનો વ્યવહાર ચલાવે છે.

જનક:—કોઇ અમાસની રાત્રે જંગલમાં કેટલાક માણસો ચાલ્યા જતા હોય, અને ત્યાં સૂર્ય, ચંદ્ર કે અગ્નિ પણ ન હોય તો વ્યવહાર કેવી રીતે ચાલે ?

યાજ્ઞવલ્કય:—શબ્દ જ્યોતિથી તે વખતે વ્યવહાર થાય છે. એક બીજાને અંધારામાં બોલાવીને રસ્તો જાણી લે છે.

જનકઃ—સ્વપ્નમાં સૂર્ય નથી, ચંદ્ર નથી, અગ્નિ નથી અને વાણી પણ નથી છતાં વ્યવહાર કઇ જ્યોતિથી ચાલે છે?

યાજ્ઞવલ્કયઃ—ત્યાં આત્મા જ્યોતિરૂપે છે.

જનકઃ—એ આત્મા શી વસ્તુ છે?

યાજ્ઞવલ્કયઃ—તે વિજ્ઞાનમય છે, પ્રાણની અંદર અથવા હૃદયની અંદર રહેલ તે પુરુષ છે. તે સમાનરૂપે રહી આ લોક અને પરલોક બન્નેનો પ્રકાશ કરે છે. ધ્યાન વખતે ધ્યાન જેવો જણાય છે અને ક્રિયા વખતે ક્રિયા જેવો જણાય છે. વાસ્તવમાં આત્મા એ બન્ને દશાથી અતીત છે.

તે વખતે જનકે યાજ્ઞવલ્કયને એક હજાર ગાયો દાનમાં આપી.

ગુરૂપૂર્ણિમાના દિવસે જ્યાં શિષ્યો ગુરૂ પાસે જતા હોય ત્યાં ગુરૂનું પૂજન થયા પછી આવી પ્રશ્નોત્તરી થવી જોઈએ અને વ્યવહારની વાતો બંધ કરવી જોઇએ.

જે ગુરૂ શિષ્યને સંસાર બંધનમાંથી છોડાવતા નથી તે ખરા ગુરૂ નથી અને જે શિષ્યને સંસારના બંધનમાંથી છૂટવાની ખરી જીજ્ઞાસા નથી, તે ખરો શિષ્ય નથી.

## શુકદેવ અને પરીક્ષિત

સારા ગુરૂશિષ્યનો એક પ્રસંગ શ્રીમદ્ ભાગવતમાં છે. પરીક્ષિત રાજાને ૭ દિવસમાં મરણ આવવાનું હતું. તેણે આ લોકના અને પરલોકના બધા સુખની ઈચ્છા છોડી દીધી અને ભગવાનના ચરણારવિંદનું સ્મરણ કરતાં મરણ પર્યંત અન્ન અને જળનો ત્યાગ કરી તે ગંગાના કાંઠા ઉપર બેઠા. એ સમાચાર સાંભળી ત્યાં ઘણા મુનિઓ આવ્યા. પરીક્ષિત રાજાએ તેમને પ્રણામ કર્યા અને પૂછયું કે આપ

સર્વ વિચાર કરીને મને સમજાવો કે એવું કયું શુદ્ધ કર્મ છે કે જે બધી અવસ્થામાં બધાએ કરવું જોઇએ અને ખાસ કરીને જેને તરત મરણ આવવાનું છે તેણે કરવું જોઇએ. એ પ્રશ્ન કર્યો એટલામાં ત્યાં પરમ અવધૂત, આત્મ-લાભથી તુષ્ટ શ્રી શુકદેવજી ફરતા ફરતા આવી ચડયા. તેમનું તેજ અને તેમની નિષ્ઠા જોઈને બીજા મુનિઓએ ઊભા થઈ તેમને માન આપ્યું. રાજા પરીક્ષિતે પણ શુક-દેવજીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં. શુકદેવજીને એક સિંહાસન ઉપર પધરાવ્યા. પછી પરીક્ષિત રાજાએ કહ્યું:— આજ અતિથીરૂપે અહીં પધારી આપે અમને પવિત્ર કર્યા છે. જેના સ્મરણમાત્રથી મનુષ્યનું ઘર પવિત્ર થઈ જાય છે એવા ગુરુના દર્શન, સ્પર્શ વગેરેનો લાભ મળે તો કહેવું જ શું?

હે બ્રહ્મન્! આપ યોગીઓના પણ પરમ ગુરુ છો તેથી હું નમ્રતાપૂર્વક એ પ્રશ્ન પૂછું છું કે જેને તરત મરવાનું છે તેને માટે સિદ્ધિ આપનાર કયું કર્મ છે અને બીજાઓને માટે પણ શું કર્તવ્ય છે? માણસોએ શું સાંભળવું જોઇએ, કેના જપ કરવા, કેનું સ્મરણ કરવું? શાનો ત્યાગ કરવો? વગેરે કૃપા કરી મને જણાવો.

શુકદેવજી:—વિષયાસક્ત ગૃહસ્થોને માટે તો હજારો વિષય સાંભળવા લાયક છે અને કરવા લાયક છે પણ જેણે અભયપદ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તેમણે તો બધાના આત્મસ્વરૂપ ભગવાન શ્રી હરિનું શ્રવણ, કીર્તન અને સ્મરણ કરવું જોઇએ. કોઈ પણ રીતે એટલે સાંખ્યથી, યોગથી, અથવા બીજા સાધનથી અન્તકાલે ભગવાનનું સ્મરણ રહે એ જ મનુષ્યજન્મનો પરમ લાભ છે. જે મુનિજનો વિધિ-નિષેધથી પર થઈ ગયા છે તે પણ શ્રીહરિના ગુણગાનમાં

રમણ કરે છે. રાજર્ષિ ખટ્વાંગે એક મૂહુર્તિમાં બ્રહ્મજ્ઞાન મેળવી શ્રી હરિને મેળવી લીધા હતા. તમારે તો હજુ ૭ દિવસ છે માટે વૈરાગરૂપી શસ્ત્રથી સંસારનો મોહ કાઢી નાંખો અને મનને એકાગ્ર કરો. જ્યારે સચ્ચિદાનંદમય ભગવત્ સ્વરૂપના સિવાય કોઈ પણ વિષય મનમાં યાદ ન આવે ત્યારે મન સચ્ચિદાનંદ થઈ જાય છે.

આટલી વાતચિત થયા પછી પરીક્ષિત રાજાએ શુકદેવજી પાસે ઘણા પ્રશ્નો મૂક્યા છે અને શુકદેવજીએ તેના એવા સારા ખુલાસા કરેલા છે કે જે દરેક પ્રકારના જીજ્ઞાસુઓને કામ આવે તેવા છે. સાત દિવસમાં મોક્ષ આપે એવું જ્ઞાન શ્રીમદ્ ભાગવતમાં ભરેલું છે. જ્ઞાનને ટકાવવા માટે ભગવાનમાં ભક્તિ અને સંસારમાં વૈરાગ્ય પણ સાથે સાથે સમજાવેલ છે. ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય એ ત્રણેનો વિસ્તાર કરીને ૧૮૦૦૦ શ્લોકની શ્રીમદ્ ભાગવતની સંહિતા શ્રી વ્યાસજીએ રચીને શુકદેવજીને ભણાવી હતી અને શુકદેવજીએ સાત દિવસમાં પરીક્ષિત રાજાને સંભળાવી હતી. *એમાં ઘણું રહસ્ય સમાયેલું છે. પણ ભક્તિ જ્ઞાન અને વૈરાગ્યનું ટૂંકું સ્વરૂપ નીચેના ત્રણ શ્લોકમાં કેટલેક અંશે સમજી શકાય તેવું છે.

## ભક્તિનું સ્વરૂપ

**मद्गुण श्रुति मात्रेण मयि सर्व गुहाशये ।**
**मनोगति रविच्छिन्ना यथा गङ्गाम्भसोऽम्बुधौ ॥**

३-२९-११

---

*શ્રીમદ્ ભાગવત ટૂંકામાં સમજવું હોય તો "શ્રીમદ્ ભાગવત માર્ગદર્શિકા" નું પુસ્તક વાંચવું. મળવાનું ઠેકાણું:—સંદેશ કાર્યાલય, સારંગપુર, અમદાવાદ.

ભગવાન કહે છે:—સર્વ પ્રાણીના હૃદયાકાશમાં રહેનાર મારામાં, મારા ગુણ સાંભળતાં જ, જેના મનની ગતિ એક અવિચ્છિન્ન પ્રવાહરૂપે લાગે એટલે જેમ અનેક પર્વતોને ભેદી ગંગાનો પ્રવાહ સમુદ્રમાં વહે છે તેમ સંસારનાં વિઘ્નો ભેદીને મનની ગતિ ભગવાનમાં લાગે એ ભક્તિનું સ્વરૂપ છે.

## જ્ઞાનનું સ્વરૂપ

वदन्ति तत्तत्त्वविदस्तत्त्वं यज्ज्ञानमद्वयम् ।
ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते ॥

૧-૨-૧૧

જે અદ્વય જ્ઞાનને તત્ત્વજ્ઞાનીઓ તત્ત્વ કહે છે તેને જ શાસ્ત્રોમાં પરમાત્મા અને ભગવાન એવા નામથી ઓળખવામાં આવે છે.

## વૈરાગ્યનું સ્વરૂપ

न पारमेष्ठ्यं न महेन्द्र धिष्ण्यं न सार्वभौमं न रसाधिपत्यम् ।
न योगसिद्धिरपुनर्भवं वा मय्यर्पितात्मेच्छति मद्विनान्यत् ॥

૧૧-૧૪-૧૪.

ભગવાન કહે છે:—જેણે મારામાં ચિત્ત લગાવી દીધું છે તે મને છોડીને બ્રહ્માનું પદ, ઇંદ્રનું પદ, ચક્રવર્તી રાજ્ય કે સમસ્ત ભૂમંડળનું અધિપતિપણું કે યોગની સિદ્ધિઓ કે મોક્ષની પણ ઇચ્છા કરતા નથી.

ગીતામાં કહેલ છે કે, वेदैश्च सर्वैरहमेव वेद्यो એટલે જાણવા યોગ્ય વસ્તુ હું જ છું. તેનો અર્થ એમ પણ થાય કે બીજું કાંઇ જાણવા જેવું નથી. જે જાણવા જેવું છે તે બરાબર જે સમજાવે તેને જ ગુરૂ કરવા જોઇએ. બીજું સમજાવે એ ખરા ગુરૂ નથી.

જેઓ હાડકાં અને ચામડાંનો ધંધો કરે છે તેને આપણે ઢેઢ અથવા અંત્યજ કહીએ છીએ. જે માણસો સંસારના વિષયોમાં લુબ્ધ રહે છે તે પણ હાડકાં અને ચામડાંના સુખનો ધંધો કરે છે. એવા અંત્યજની સંખ્યા ઘણી છે અને તેઓ બીજા ઘણાને અત્યંજ બનાવે છે. જો હિંદુસ્થાનને સ્વરાજ મળે તો એ ધંધા ઉપર સંયમ રહે એવી કેળવણી આપવાની જરૂર છે.

## જડભરત અને રહુગણ

પરીક્ષિત રાજાએ સંસારની બધી વાસના છોડી દીધી હતી છતાં જરા પણ વાસના રહી જાય તો જીવની કેવી દશા થાય છે એ બાબત પાંચમા સ્કંધમાં ભરત રાજાના આખ્યાનમાં શુકદેવજીએ સમજાવેલી છે. ભરત રાજા રાજ્યનું સુખ છોડી વનમાં તપ કરવા ગયા. પણ એક હરણના બચ્ચામાં આસક્તિ વધી જવાથી તે આત્મચિંતન બરાબર કરી શક્યા નહિ અને તેને હરણનો જન્મ આવ્યો, તે પછીના જન્મમાં પવિત્ર બ્રાહ્મણના કુળમાં તેનો જન્મ થયો. એટલી આસક્તિથી તેમને હરણનો જન્મ લેવો પડયો તો જેઓ રાતદિવસ દેહના સુખમાં પડયા રહે છે તેમણે આ દૃષ્ટાંત ઉપરથી બોધ લેવાનો છે. જ્યારે ભરતજી બ્રાહ્મણને ત્યાં જન્મ્યા ત્યારે પહેલાંના જ્ઞાનના બળથી અને સંગદોષથી થયેલ ખોટા પરિણામના અનુભવના જોરથી તેમને એવું લાગ્યું કે હવે માણસનો સંગ પણ કરું નહિ, કારણ કે જો કોઈ માણસમાં પ્રીતિ રહી જશે તો મને ફરી માણસનો જન્મ આવશે. તે ઉન્મત્તની માફક અને જડની માફક એકલા ફરતા હતા. તેથી લોકો તેને જડભરત કહેતા હતા.

એકવાર જ્યારે રહુગણુ રાજા પાલખીમાં બેસી સત્સંગ માટે કોઇ સ્થળે જવાની તૈયારી કરતા હતા ત્યારે પાલખી ઉપાડવામાં એક માણુસ ઘટતો હોવાથી જડભરતને પાલખી ઉપાડવાના કામમાં જોડી દીધા. તેમણે તે કામ કરેલું ન હોવાથી પાલખી બરાબર રહેતી નહોતી. રાજા રહુગણુ જડભરત ઉપર બહુ ગુસ્સે થયો અને કહ્યું કે તું આવો જાડો અલમસ્ત થઈ ફરે છે છતાં પાલખી ઉપાડવાનું કામ પણ કરી શકતો નથી. તેના જવાબમાં જડભરત રહુગણુ રાજાને કહે છે કે હું તો ઉન્મત અને જડ છું અને પોતાની સ્થિતિમાં (એટલે સ્વરૂપની સ્થિતિમાં) રહેલો છું, તેને દંડ દેવાથી તારૂં શું ભલું થશે અને મને મૂર્ખ માનતો હો તોપણુ તારી શિક્ષાથી મને કાંઇ અસર થવાની નથી. જાડાપણું, ભાર, વગેરે દેહના ધર્મ છે, આત્માના ધર્મ નથી.

રાજાએ જાણ્યું કે આ તો કોઇ મહાન જ્ઞાની પુરુષ છે, આ તો મારા ગુરૂ થવાને લાયક છે. રાજાએ તેને કહ્યું કે, “અમને તો જગત સાચું લાગે છે, જીવને સુખ દુ:ખ થાય છે એ પણ સાચાં લાગે છે.” તેના જવાબમાં જડભરત કહે છે કે, “જ્યાં સુધી માણુસનું ચિત સત્વ-ગુણુ, રજોગુણુ અને તમોગુણુથી વ્યાપ્ત રહે છે ત્યાં સુધી તેની ઇંદ્રિયો તેને શુભ અને અશુભ કર્મમાં દોરે છે. જ્યાંસુધી માણુસ જ્ઞાનદ્વારા માયાનો તિરસ્કાર કરી, બધા સંગનો ત્યાગ કરી કામ, ક્રોધ વગેરે છ શત્રુઓને જીતી લેતો નથી ત્યાં સુધી તે સંસારમાં ભટક્યા કરે છે. જે વિશુધ્ધ જ્ઞાનસ્વરૂપ, અદ્વિતીય, બહાર અને અંદરના ભેદથી રહિત છે, એક છે, વ્યાપક છે તે જ પરમાર્થ સત્ય છે,

તેને જ પંડિતો ભગવાન કહે છે, તે તત્ત્વને જ વાસુદેવ કહે છે. હે રાજા! આવું જ્ઞાન મહાપુરુષોની ચરણરજને માથા ઉપર ધારણ કર્યા સિવાય બીજા સાધનથી પ્રાપ્ત થતું નથી. મહાપુરુષો જે જ્ઞાન આપે છે તેમાં શ્રીહરિના ગુણનું વર્ણન આવે છે અને તેમાં રસ ઉત્પન્ન થવાથી ગામની વાતોમાં રસ રહેતો નથી. માટે વૈરાગ્યથી અને સાધુ પુરુષોના સમાગમથી સંસારનો મોહ કાપીને ભગવાનને પ્રાપ્ત કરી લ્યો."

આ કથામાં જડભરતે ગુરૂનું કામ કરેલ છે અને રાજાને સાચે રસ્તે દોરેલ છે.

જેની જીજ્ઞાસા દૃઢ હોય તેને ગુરૂ જરૂર મળી જાય છે. રહુગણ રાજાને રસ્તામાં (જડભરતરૂપે) ગુરૂ મળી ગયા, તેમ ખરા જીજ્ઞાસુને પણ ગુરૂ મળી જાય છે. હાલના કાળમાં કેટલાક કહે છે કે સાચા ગુરૂ અથવા સાચા સાધુ જોવામાં આવતા નથી. એ વાત કેટલેક અંશે સાચી છે. સાચા સાધુઓ ઓછા થઇ ગયા છે તેમ સારા જીજ્ઞાસુ પણ ઓછા થઈ ગયા છે. છતાં જીજ્ઞાસુનો અધિકાર સારો હોય તો આ કઠણ કાળમાં પણ સારા ગુરૂ મળી શકે છે. બહુ ઊંચી કોટીના ગુરૂ ન મળે તો પણ પોતાના કરતાં જે આગળ વધેલા હોય, જેનામાં કોઇ મોટો દોષ ન હોય અને જ્ઞાન આપી શકે તેવા હોય તો તેમની પાસેથી જ્ઞાન લેવામાં હરકત નથી.

એક છોકરાએ કોઇ સાધુને કહ્યું કે મારાં માબાપ એટલાં ક્રૂર છે કે તે માબાપ થવાને લાયક નથી. સાધુએ કહ્યું કે "તું પોતે કેવો છે તેની તપાસ પહેલાં કર, દશરથ રાજાએ અને કૈકેયીએ રામચંદ્રજીને રાજ્ય ઉપરથી ઉતાર-

વામાં અને વનમાં મોકલવામાં ઓછી ક્રૂરતા વાપરી નહોતી છતાં રામચંદ્રજીએ કેવો સ્વભાવ બતાવેલો છે તે જોવાનું છે. ત્યાં પુત્રની ફરજ બહુ સ્પષ્ટ રીતે સમજાવેલી છે." તેવી જ રીતે જો શિષ્યનો ભાવ સાચો હોય તો તેને સારું ફળ મળે છે. જો મૂર્તિમાં રહેલ ભગવાન પૂજા કરનારને ફળ આપે છે તો માણસને ગુરૂ માનવાથી અથવા પ્રભુરૂપ માનવાથી સારું ફળ કેમ ન મળે? છતાં માણસમાં દોષ-બુદ્ધિ આવી જતી હોય તો તે શિષ્ય માટે મૂર્તિપૂજા કરતી એ વધારે સારું છે. મૂર્તિમાં કામ ક્રોધ જણાતા નથી, તેનું શરીર મેલું થતું નથી, તેથી અજ્ઞાની માણસો માટે મૂર્તિપૂજાનો ક્રમ યોજવામાં આવેલ છે.

અખાએ ગુરૂ કર્યા છતાં તેને સંતોષ થયો નહિ. ઊલટું ગુરૂના સંગથી તેના જીવનનો કેટલોક વખત નકામો ગયો એમ તે પોતાની કવિતામાં લખે છે. એવું કોઇ કોઈ વાર બને છે. જે શિષ્યની અંદર ખરી જીજ્ઞાસા હોય તેને પણ કસોટી માટે કોઈવાર એવા પ્રસંગ બને છે. છતાં પોતાનો ઉત્સાહ મંદ પડવો ન જોઇએ. એમ લાગે કે એક ગુરૂથી બરાબર આગળ વધી શકાતું નથી તો બીજા સાધુ સંન્યાસીઓ પાસેથી પણ જ્ઞાન લેવામાં હરકત નથી. ભગવાનના ૨૪ અવતારમાં એક અવતાર શ્રી દતાત્રય મનાય છે. તેમણે ૨૪ ગુરૂ કર્યા હતા અને તેમાં એક ગુરૂ પીંગલા નામની વેશ્યા હતી.

કોઈ ગૃહસ્થ આશ્રમમાં રહેલ જ્ઞાની પુરુષ હોય તો તે સંન્યાસીના પણ ગુરૂ થઇ શકે છે. તેનાં કેટલાંક દષ્ટાંત નીચે પ્રમાણે છે:–

૧. શ્રી રામકૃષ્ણ પરમહંસ ગૃહસ્થી હતા છતાં તેના સેંકડો શિષ્યો સંન્યાસી છે.

૨. સ્વામી પ્રકાશાનંદજીના ગુરૂ લલ્લુભાઈ ગૃહસ્થી સાધુ હતા.

૩. આગાસમાં કેટલોક વખત નિવાસ કરી રહેલ સદ્ગત શ્રી લઘુરાયજી (જૈન સાધુ)ના ગુરૂ શ્રીમદ્ રાજચંદ્ર ગૃહસ્થી હતા.

૪. મહાત્મા ગાંધીજી ગૃહસ્થી છે છતાં કોઈ કોઈ સંન્યાસી તેમને ગુરૂ માને છે.

૫. શ્રી અરવિંદ સંન્યાસી નથી છતાં તેમના કેટલાક શિષ્યો સંન્યાસી છે.

તેથી જ્યાં શુદ્ધ ચારિત્ર્ય હોય અને સાચું જ્ઞાન જોવામાં આવે તેને ગુરૂ કરવામાં હરકત નથી.

કોઈ વિરલ માણસને ગુરૂની જરૂર જણાતી નથી અને માત્ર પોતાના આત્માની પ્રેરણા ઉપર શ્રદ્ધા રાખી આગળ વધવાનો પ્રયત્ન કરે છે. એવા કોઈ પ્રસંગે જીજ્ઞાસુનું હૃદય બહુ શુદ્ધ હોય તો ભગવાન તેના અંતરાત્મામાં ગુરૂરૂપે રહીને તેને સાચે માર્ગે દોરે છે. હાલમાં દક્ષિણમાં શ્રી રમણમહર્ષિ નામના પ્રખ્યાત સંત છે, તેમણે કોઈ ગુરૂ કરેલ નથી છતાં તેમની દ્દઢ જીજ્ઞાસાને લઇને બહુ સારી દશાએ પહોંચી ગયા છે. પણ ગુરૂની મદદ વગર એવી રીતે આગળ વધેલાની સંખ્યા બહુ નાની છે. ઘણાખરા સાધકો ગુરૂની મદદથી જ આગળ વધી શક્યા છે. તેથી જેમને ગુરૂની મદદ મળી શકે તેવું હોય તેમણે જરૂર તે મદદ મેળવીને આગળ વધવું. ઘણીવાર માણસને પોતાને પોતાની ભૂલની ખબર પડતી નથી અને કોઇ આધારની જરૂર પડે છે. તેવા સંજોગોમાં ગુરૂની મદદ ઉપયોગી થાય છે.

## ગુરૂનું માન કયારે ન રાખવું?

શાસ્ત્રોમાં બધી જગ્યાએ ગુરૂ પ્રત્યે સદ્‌ભાવ રાખવાનું કહેલ છે. માત્ર એક જગ્યાએ શિષ્યે ગુરૂનું કહેવું માનેલ નથી. જ્યારે બલિરાજાએ વામન ભગવાનને ત્રણ પગલાં પૃથ્વી આપવા માટે તૈયારી કરી ત્યારે તેના ગુરૂ શુક્રાચાર્ય વચમાં પડયા અને બલિરાજાને દાન કરવા માટે રોકવા લાગ્યા. ગુરૂએ કહ્યું કે આ વામન સાક્ષાત વિષ્ણુ છે, તે ત્રણ પગલામાં તારું બધું ઐશ્વર્ય લઈ લેશે. આ પ્રકારે વિષ્ણુને બધું આપીને તું તારો નિર્વાહ શી રીતે કરી શકીશ. એ ભગવાન એક પગથી પૃથ્વી માપી લેશે, બીજા પગથી સ્વર્ગ વગેરે માપી લેશે અને ત્રીજો પગ મૂકવાની જગ્યા રહેશે નહિ તેથી તારી પ્રતિજ્ઞા પૂરી ન થવાથી તારે નરકમાં જવું પડશે. જે દાન દેવાથી પોતાની આજીવિકા નષ્ટ થઈ જાય, તેને પંડિત જનો સારું દાન માનતા નથી, વગેરે વચન શુક્રાચાર્યે બલિરાજાને કહ્યાં. તેને શુક્ર નીતિ કહે છે. પણ બલિરાજાને સંસારના સુખ કરતાં ભક્તિની કિંમત વધારે હતી. નવમી ભક્તિ કે જેને આત્મનિવેદન કહે છે તે બલિરાજાએ કરી હતી. આજે પણ કોઈ માણસ કોઈને માટે મોટો ભોગ આપે છે ત્યારે એમ કહેવાય છે કે તેણે પોતાનું બલિદાન આપ્યું એટલે કે બલિના જેવું દાન આપ્યું. બલિરાજાએ ગુરૂને કહ્યું કે આપે કહ્યું તે મેં સાંભળ્યું પણ હું મારી પ્રતિજ્ઞા પૂરી કરીશ. ધન અને વૈભવ એક દિવસ બધાને છોડવાં પડે છે. દધિચિ અને શિબિ વગેરે સાધુજનોએ તો પોતાના પ્રાણ આપીને બીજાનું હિત કરેલ છે. વળી આ તો યોગ્ય પાત્રને દાન આપવાનું છે, જે એનું છે તે એને આપવાનું છે. આ સાંભળી

બલિરાજાને શુક્રાચાર્યે શ્રાપ આપ્યો કે તું મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે તેથી તરત ઐશ્વર્યથી ભ્રષ્ટ થઈશ. તોપણ બલિરાજા પોતાના સત્ય વચનથી ચલિત ન થયા, અને વામન ભગવાનને ત્રણ પગલાં પૃથ્વી લેવા કહ્યું. વામન ભગવાને પોતાનું સ્વરૂપ મોટું કર્યું. એક પગલાંથી બધી પૃથ્વી માપી લીધી. શરીરથી આકાશને અને ભૂજાથી દિશાઓને ઘેરી લીધી. બીજા પગલાંથી સ્વર્ગ માપી લીધું અને ત્રીજું પગલું મૂકવા માટે જગ્યા ન રહી ત્યારે બલિરાજાએ કહ્યું કે ત્રીજો પગ મારા મસ્તક ઉપર મૂકો. વામન ભગવાને તેના માથા ઉપર પગ મૂકી તેને પાતાળમાં ચાંપ્યો પણ પોતાને તેના દ્વારપાળ તરીકે રહેવું પડયું. આજે પણ કોઈ ભક્ત જો પોતાની જગ્યા (એટલે પોતાનો અહંકાર) ભગવાનને અર્પણ કરે તો ભગવાનને તેની પાસે રહેવું પડે છે. આ એક જ પ્રસંગ એવો જોવામાં આવે છે કે જેમાં શિષ્યે ગુરૂનું કહેવું માનેલ નથી. ભક્તિ કરવામાં જો ગુરૂ આડા આવતા હોય તો ગુરૂની આજ્ઞાનું પણ ઉલ્લંઘન કરવું એવો અર્થ આ કથામાંથી નીકળે છે. વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે અમુક નિયમો શાસ્ત્રોમાં બાંધેલા છે પણ ભાગવત ધર્મ તે કરતાં પણ ઊંચો ધર્મ છે. જેમકે વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે દિકરાએ બાપની આજ્ઞા માનવી જોઈએ પણ બાપ હિરણ્યકશિપુના જેવો હોય તો પ્રહ્લાદે જેમ બાપનું કહેવું માન્યું નહિ તેમ કોઈ ભક્તનો પિતા ભક્તિ કરવા ન દેતો હોય તો પિતાની આજ્ઞા માનવાની જરૂર નથી. એવી જ રીતે ભરતે કૈકેયીની આજ્ઞા માની નથી. વિભીષણે રાવણનું કહેવું માનેલ નથી. મીરાંબાઈએ પતિનું કહેવું માનેલ નથી, અને શ્રી અરવિંદે હાલના કાળમાં ભક્તિને ખાતર કોંગ્રેસ છોડી છે. તેથી ભક્તિમાર્ગ અથવા ભાગવત

માર્ગ એ બહુ ઉત્તમ માર્ગ છે. એ માર્ગ ગ્રહણ કરવા માટે બલિરાજાએ ગુરૂનું કહેવું પણ માન્યું નથી.

એ એક પ્રસંગ બાદ કરીએ તો બધા પ્રસંગમાં ગુરૂએ શિષ્યોનું કલ્યાણ કરેલ છે. હાલનો કાળ બહુ વિષમ હોવાથી અખાના જેવા શિષ્યને કોઈ વાર ગુરૂ તરફથી નિરાશા મળે છે. વળી હાલના કાળમાં ગુરૂને શિષ્યો પણ એવા મળે છે કે જે ગુરૂને કહે છે કે અમારું કુટુંબ, પૈસો કીર્તિ, સંસારના સુખ વગેરે એમને એમ રહે અને બ્રહ્મદશા પ્રાપ્ત કરાવી આપો. આવી માગણી શિષ્યો કરે છે ત્યારે ગુરૂની દશા બહુ કફોડી થાય છે. જેને સંસારનું સુખ છોડવું નથી એવા કોઇ શિષ્યને હજીસુધી બ્રહ્મજ્ઞાન થયું નથી, સંસારનું સુખ લેવામાં દેહનું અભિમાન રાખવું પડે છે અને બ્રહ્મદશા પ્રાપ્ત કરવામાં દેહનું અભિમાન છોડવું પડે છે. એ બંન્ને સુખ એક સાથે રહી શકતાં નથી.

થોડા વર્ષ પહેલાં એક વિચિત્ર પ્રકારના ગુરૂ અમારા જોવામાં આવ્યા હતા તેની પાસે કોઈ જીજ્ઞાસુ આત્મસાક્ષાત્કાર માટે જતા હતા અને તેને કહેતા કે અમારી પાસે ઉપાધિ ઘણી છે તો અમે ભક્તિ શી રીતે કરી શકીએ. પૈસો, સ્ત્રી, છોકરાં, કુટુંબ, સગાં, મિત્રો, કીર્તિ એ બધી ઉપાધિને લઈને ભક્તિ થઈ શકતી નથી માટે કાંઇ ઉપાય બતાવો. ગુરૂએ કહ્યું કે તમારી એ બધી ઉપાધિ મને આપી દો, હું તમને એક શાંત જગ્યાએ એકાંતમાં બેસી ધ્યાન કરવાનું શિખડાવું અને તમને ખાવાપીવાની સગવડ કરી આપું. બાકી તમારી ઉપાધિ એટલે તમારો પૈસો, તમારી સ્ત્રી, તમારાં છોકરાં વગેરે મને અર્પણ કરી દો. આવું બધું અર્પણ કરવા માટે તે જીજ્ઞાસુની હિંમત ચાલી

નહિ પણ અમારા જાણવા પ્રમાણે ત્રણચાર માણસો એ બધું અર્પણ કરી તેના શિષ્ય થયા હતા. એ ગુરૂની હિંમત પણ ઘણી કહેવાય. એક કુટુંબને સાચવવામાં પણ એટલો વખત જાય છે કે ભક્તિ બરાબર થઈ શકતી નથી તો બીજાનાં કુટુંબના સ્ત્રી, છોકરાં, ધન વગેરેની ઉપાધિ ગુરૂ પોતાને માથે લે એ બહુ વિચિત્ર પ્રકારનો યોગ છે. છતાં એ બાબત લગભગ ૨૫ વર્ષ પહેલાં બનેલી છે. એ ગુરૂ લગભગ ઈ. સ. ૧૯૩૬ માં ૫૯ વર્ષની ઉંમરે નિર્વાણ પામેલા છે.

## શ્રી રામદાસ સ્વામી અને શિવાજી

શ્રી રામદાસસ્વામી શિવાજીના ગુરૂ હતા. નાની ઉંમરમાં રામદાસજીને પરણવાની ઇચ્છા નહોતી છતાં તેમની માએ અને બીજાં સગાંએ તેમનું સગપણ કરી સંસારમાં નાંખવાની તૈયારી કરી. થોડા વખત પછી વિવાહનો પ્રસંગ આવ્યો તે વખતે વિવાહની વિધિ કરાવનાર બ્રાહ્મણ "સાવધાન, સાવધાન" એવા શબ્દો બોલવા લાગ્યો, એટલે રામદાસ સ્વામીને યાદ આવ્યું કે આ પ્રસંગે ખરેખર સાવધ રહેવાનું છે. જો આ પ્રસંગે સાવધ નહિ રહેવાય તો આખી જિંદગી બગડી જશે, એકવાર સંસારમાં પડયા પછી તેમાંથી નીકળવું બહુ મુશ્કેલ છે. એમ વિચાર કરી શ્રી રામદાસજી વિવાહના મંડપમાંથી ભાગ્યા અને વિવાહ અધુરો રહી ગયો. તેમણે સંસાર છોડી તપ કરી ઘણું જ્ઞાન મેળવ્યું અને છેવટે શિવાજી મહારાજના ગુરૂ થયા. તેમનો દાસબોધ જીજ્ઞાસુઓ રસપૂર્વક વાંચે છે.

હાલમાં બીજો એવો પ્રસંગ શ્રીમંન્નથુરામ શર્માનો છે. તેમણે પણ નાની ઉંમરમાં સત્સંગ,કરી એવી સાત્વિક-

વૃત્તિ કેળવી હતી કે જ્યારે પોતાના વિવાહનો પ્રસંગ આવ્યો ત્યારે વિવાહની ના પાડી હિમાલય અને કાશી જઇ ઘણું જ્ઞાન પ્રાપ્ત કર્યું. તેમના હજારો શિષ્યો ગુજરાત, કાઠીઆવાડ અને કરાંચી વગેરે સ્થળે છે.

## મહાત્મા ગાંધીજી

મ. ગાંધીજીએ નાની ઉંમરમાં ગુરૂની શોધ કરેલી એમ તેમના લખાણો ઉપરથી જાણી શકાય છે. તેમને શ્રીમદ્ રાજચંદ્ર ઉપર કાંઇક અંશે ગુરૂ ભાવ થયો હતો અને શ્રીમદ્ વધારે જીવ્યા હોત તો કદાચ તેમના ગુરૂ થાત. મ. ગાંધીજી વણિક મોઢ જ્ઞાતિના હોવાથી જન્મથી કુળ ધર્મ પ્રમાણે વૈષ્ણવ હતા પણ વૈષ્ણવ ધર્મમાં તેમને કોઇ ગુરૂ મળ્યા નહિ. અંગ્રેજી કેળવણી લીધા પછી તેમને કાંઈક અંશે ટોલ્સ્ટોય ઉપર ગુરૂભાવ થયો હતો. તે પછી પોતાની માન્યતા પ્રમાણે કોઈ યોગ્ય ગુરૂ ન મળવાથી માત્ર ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી પોતાનું જીવન ભક્તિમય કરવાનો પ્રયત્ન કરે છે, અને સત્યના પ્રયોગો કરે છે. તેમની માન્યતા એવી છે કે ગરીબ લોકો ઉપર થતો જુલમ અટકાવીને ગરીબ માણસોની સેવા કરવી એ પ્રભુની સેવા છે અને એ રીતે પોતાનું અને બીજાનું કલ્યાણ કરી શકાય છે. આ માર્ગ જેને ફાવે તેમને માટે ઠીક છે. આ માર્ગમાં સેવા કેવા ભાવથી કરવામાં આવે છે તે ઉપર બધો આધાર છે. જે ભાવથી મ. ગાંધીજી સેવા કરે છે તે ભાવ તેમના શિષ્યો રાખી શકે તો તેવું ફળ જરૂર મળે છે. પણ મુશ્કેલી એ છે કે એ સેવામાં બે સુખ એક સાથે રહેલાં જોવામાં આવે છે. શરીરના પોષણ માટે કેટલીક સગવડની બધાને જરૂર છે. તેથી અન્ન, વસ્ત્ર તરફ ધ્યાન રાખવું અને વાસના

વધી ન જાય તે ઉપર પણ ધ્યાન રાખી ભક્તિ વધારવી, એવી સાધનામાં બહુ સાવધ રહેવાની જરૂર છે. જ્ઞાન અને વૈરાગ્ય એ બંન્ને ભક્તિના દિકરા છે. તેથી ભક્તિની સાથે જ્ઞાન અને વૈરાગ્ય પણ વધવા જોઇએ. શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધના બીજા અધ્યાયમાં કહેલ છે કે જમતી વખતે ત્રણ પરિણામ એક સાથે આવે છે. સંતોષ, શરીરનું પોષણ અને ક્ષુધાની નિવૃત્તિ, તેવી જ રીતે જ્યારે ભક્તિ વધે ત્યારે જ્ઞાન અને વૈરાગ્ય વધવા જોઇએ. સ્વરાજ્યની ચળવળમાં ભાગ લેનાર એ ત્રણે બાબત ઉપર પૂરતું ધ્યાન આપી શકે તો જ તે માર્ગે આત્મસાક્ષાત્કાર થાય તેવું છે, નહિતર વિલંબ થાય તેવું છે. જ્ઞાન એટલે બધામાં પ્રભુને જોવા. પોતાનો જે વિરોધ કરતા હોય તેમાં પણ પ્રભુને જોવા, કોઇના ગુણ કે દોષમાં પડવું નહિ. એ કામ બહુ કઠણ છે. વૈરાગ્ય એટલે આ લોકના અને પરલોકના બધા સુખની ઈચ્છા છોડવી. શરીરના નિર્વાહ માટે અન્નવસ્ત્ર જેટલું કમાવું અને નીતિથી પોતાનું પોષણ કરવું એ ભક્તિમાં વિઘ્નરૂપ નથી પણ સંસારનું સુખ સાચું છે એવી ભાવનાથી સંસારના સુખ મેળવી તેમાં જ અટકી જવાથી ભક્તિ વધી શકતી નથી અને આત્મસાક્ષાત્કાર થઈ શકતો નથી. મ. ગાંધીજીની ઈચ્છા આખી પૃથ્વી ઉપર બધા દેશોમાં નીતિ અને ધર્મના સંસ્કાર ફેલાવવાની છે અને એ બહુ ઉત્તમ ઈચ્છા છે, એની જરૂર પણ ઘણી છે, અને તે કરી શકે તેવી તેનામાં શક્તિ પણ છે. વળી જ્યારે જે ગરીબ માણસોની સેવા કરે છે ત્યારે તેમને સાક્ષાત પ્રભુરૂપે જોઈ શકે છે. એવી દશામાં સેવાનું ફળ સેવા વખતે જ મળે છે. ત્યાં સેવા એ જ ફળ છે. સેવા એ સારી વસ્તુ છે. પણ સેવામાં અહંકાર આવી જાય તો સેવાથી જે ફળ

મળવું જોઇએ તે મળશે નહિ. વળી જો એકવાર સેવામાં અહંકાર આવ્યો તો બીજીવાર પણ સેવામાં અહંકાર આવશે અને તે પરંપરામાંથી છૂટવું મુશ્કેલ પડશે.

મહાત્મા ગાંધીજીના પહેલા ગુરૂ શ્રીમદ્ રાજચંદ્ર કહે છે કે "લોક સંજ્ઞાએ લોકાગ્રે જઈ શકાતું નથી, એટલે માણસના જેવા રહીને માણસથી આગળ વધી શકાતું નથી." પ્રખ્યાત અમેરિકન તત્ત્વવેત્તા એમરસન પણ કહે છે કે "લોકોની વચમાં રહી લોક જેવું થવું સહેલું છે, એકાંતમાં રહી બ્રહ્મજ્ઞાની થવું પણ સહેલું છે. પણ લોકોની વચમાં રહી બ્રહ્મજ્ઞાની થવું બહુ મુશ્કેલ છે." સ્વરાજ્યની ચળવળ કરતાં કરતાં સાથે સાથે ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય વધારવાનો આ પહેલો પ્રયોગ થતો હોય તેમ જણાય છે, કારણ કે તેમાં સંસારનું સુખ અને ભક્તિનું સુખ બન્ને સાથે મળી શકે છે તેમ તે મતવાળા કહે છે. મહાત્મા ગાંધીજીનું જીવન જોતાં એમ જણાય છે કે તેમણે પોતાને માટે સંસારનું સુખ રાખેલ નથી, પણ માત્ર સેવાનું સુખ રાખેલ છે. પણ જે તેમના અનુયાયી છે, જે તેમના શિષ્યો છે, તેમાં ઘણાના મનમાં સંસારનું સુખ અને આત્માનું સુખ સાથે મળી શકે છે એવી ભાવના છે. તેથી હાલના કાળમાં નવી જાતના ગુરૂ અને નવી જાતના શિષ્યો જોવામાં આવે છે. એ શિષ્યો ગુરૂપૂર્ણિમાને દિવસે ગુરૂની પૂજા કરતા નથી પણ ગુરૂનો જન્મ દિવસ સારી રીતે ઉજવે છે.

હિંદુ ધર્મના શાસ્ત્ર પ્રમાણે ગુરૂ બ્રહ્મરૂપ છે, તેથી ગુરૂનો જન્મ દિવસ ઉજવતા નથી. ગુરૂને અમુક વર્ષ થયાં એ દેહદૃષ્ટિનો વિચાર છે. આત્મજ્ઞાનમાં દેહદૃષ્ટિનો વિચાર છોડવો પડે છે તેથી ગુરૂનો જન્મ દિવસ ઉજવવાને બદલે ગુરૂપૂર્ણિમા ઉપર ગુરૂપૂજા થાય એ વધારે યોગ્ય લાગે છે.

શ્રી અરવિંદના આશ્રમમાં પણ શ્રી અરવિંદનો અને માતાજીનો જન્મ દિવસ ઉજવવામાં આવે છે. તે વખતે ગુરૂને કેટલાં વર્ષ થયાં એ વાત શિષ્યોના મગજમાં રહે છે. હાલમાં સાપેક્ષવાદની શોધથી એવું નક્કી થયેલ છે કે કાળ એ કોઈ સાચું તત્ત્વ નથી પણ સાપેક્ષ તત્ત્વ છે તેથી કોને કેટલાં વર્ષ થયાં તે નક્કી કરી શકાતું નથી.

આ જન્મના દેહને કેટલાં વર્ષ થયાં તે જાણી શકાય છે પણ દેહ એ આપણું વાસ્તવિક સ્વરૂપ નથી. પૃથ્વી સૂર્યની આસપાસ વર્ષમાં એકવાર ફરે તેની સાથે આપણું શરીર ફરે તેથી આપણને એક વર્ષ થયું એ માણસની માયાની વાતો છે. આત્માને તે વર્ષ સાથે સંબંધ નથી. તેથી ગુરૂનો જન્મ દિવસ ઉજવવાને બદલે ગુરૂપૂર્ણિમા વખતે બધા ગુરૂનું પૂજન થાય એ પદ્ધતિ વધારે સારી લાગે છે.

દેશ અને કાળ જુદાં પાડી શકતાં નથી તેથી જેવો દેશ તેવો કાળ રહે છે. દેવલોકની ઘડીઆળ માણસના જેવી નથી. વળી બ્રહ્મદશામાં સર્વવ્યાપકતા પ્રાપ્ત થાય છે તેથી ત્યાં કાળ જેવું કોઈ તત્ત્વ મળતું નથી.

## મંડલેશ્વર, સંન્યાસીઓ અને સાધુઓ

હિંદુસ્થાનમાં શ્રી શંકરાચાર્યના દશનામી સંપ્રદાયમાં ૧૦–૧૧ સારા મંડલેશ્વરો છે. તે મંડલેશ્વરો સાધુઓની મંડળી સહિત દેશમાં ફરે છે અને ધર્મનો પ્રચાર કરે છે. તેમના શિષ્યો તેમની પૂજા ગુરૂપૂર્ણિમાને દિવસે કરે છે. એ મંડલેશ્વરોમાં જ્ઞાન સારૂ હોય છે, અને હાલના કાળમાં કોઈને ગુરૂ જોઇતા હોય તો તેમાંથી કોઇને ગુરૂ કરી શકાય છે. તે મંડલેશ્વરોની સાથે તેમની મંડલીમાં કેટલાક શિષ્યો

અભ્યાસ માટે સાથે રહેતા હોવાથી અને તે બધાને માટે આશ્રમ હોવાથી તેમને ધનની જરૂર પડે છે અને તેથી તેમની સાથે કેટલોક વ્યવહાર પણ હોય છે. એ કારણને લઇને એવી મંડળીમાં તીવ્ર વૈરાગ્ય જોવામાં આવશે નહિ. છતાં કોઈને જ્ઞાન મેળવવાની ઇચ્છા હોય તો એવી મંડલીમાં જ્ઞાન માટે સારી સગવડ રહે છે. ઊંચી કોટીના સાધુઓ અભ્યાસના જોરથી માયાનું જોર તોડી શકે છે. પણ સાધારણ માણસ માટે વૈરાગ્યની જરૂર છે. વૈરાગ્ય દરેક જીજ્ઞાસુએ પોતે કેળવવો જોઇએ. એક જ ગુરૂમાં જ્ઞાન અને વૈરાગ્ય બંને સારા હોય એવા દાખલા બહુ થોડા જોવામાં આવે છે. તેથી જીજ્ઞાસુઓ માટે ઉત્તમ રસ્તો એ છે કે જ્યાંથી જે લાભ મળી શકે તેમ હોય ત્યાંથી તે લાભ લેવો અને કોઈના ગુણદોષમાં પડવું નહિ.

કોઇ મહાત્માની અંતર્દશા બીજા માણસો બરાબર જાણી શકતા નથી, છતાં કેટલાક શિષ્યો ગુરૂને પણ ઉપદેશ આપવા મંડી જાય છે. ગુરૂના ગુરૂ થવા પહેલાં શિષ્યના શિષ્ય થવાની જરૂર છે. શિષ્ય ગુરૂની ઓળખાણ કેટલેક અંશે આપી શકે છે તેથી પહેલાં શિષ્ય સાથે મિત્રતા થવી જોઇએ. સ્વામી વિવેકાનંદે શ્રી રામકૃષ્ણ પરમહંસની ઓળખાણ જગતને આપી હતી.

## શ્રીરામકૃષ્ણ મીશન

શ્રીરામકૃષ્ણ મીશનવાળા પણ કેટલાકને પોતાના સંઘમાં શિષ્ય તરીકે દાખલ કરે છે. તેમના સંઘમાં નીચે પ્રમાણે ત્રણ ખાતાં હોય છે:—

૧. જેઓ ગરીબોની સેવા કરવા માટે રહે છે. તે શ્રી રામકૃષ્ણ મીશનમાં જોડાય છે.

૨. જ્યાં સેવા અને જ્ઞાન બન્ને સાથે રહે છે, તેને આશ્રમ કહે છે.

૩. જ્યાં માત્ર ઊંચી કોટીના મહાત્માઓ જ્ઞાન આપે છે અને ધ્યાન કરે છે તેને મઠ કહે છે.

એ પ્રમાણે તે સંઘમાં મીશન, આશ્રમ અને મઠ એ ત્રણ રાખવામાં આવેલ છે. એ સંઘની સ્થાપના સ્વામી વિવેકાનંદે કરેલી છે. તેઓ પણ નવી ઢબ પ્રમાણે શ્રી રામકૃષ્ણનો જન્મ દિવસ ઉજવે છે. તેઓ વર્ણાશ્રમધર્મમાં બહુ માનતા નથી તેથી ગુરૂપૂર્ણિમાની જૂની રીત માત્ર કોઈ કોઈ આશ્રમમાં જ રહે છે.

## શ્રી શંકરાચાર્ય અને મંડનમિશ્ર

શ્રી શંકરાચાર્યના વખતમાં આપણા દેશની આર્થિક સ્થિતિ બહુ સારી હતી તેથી લોકોનું ધ્યાન ધર્મ તરફ સારું હતું. શ્રી શંકરાચાર્યે કર્મ બાબત મંડનમિશ્ર સાથે સારો શાસ્રાર્થ કર્યો હતો અને તેનો નિર્ણય આપવા માટે મધ્યસ્થ તરીકે મંડનમિશ્રની સ્રી સરસ્વતીને બેસાડવામાં આવી હતી. સરસ્વતીએ બન્નેનાં ગળામાં ફૂલની માળા પહેરાવી અને કહ્યું કે જે હારી જશે તેની માળાનાં ફૂલ કરમાવા માંડશે. રોજ જમવા વખતે સરસ્વતી શ્રી શંકરાચાર્યને એમ કહેતી કે આપ ભિક્ષા માટે પધારો અને પોતાના પતિ મંડનમિશ્રને એમ કહેતી કે આપ ભોજન માટે પ્રધારો. જ્યારે શાસ્રાર્થ પૂરો થયો અને મંડનમિશ્રને પહેરાવેલી માળા કરમાઈ ગઈ ત્યારે સરસ્વતીએ પોતાના પતિને કહ્યું કે, “આપ પણ ભિક્ષા માટે પધારો.” કારણ કે કરાર એવો હતો કે જો મંડનમિશ્ર હારે તો તેને સંન્યાસ લેવો અને શ્રી શંકરાચાર્ય હારે તો શંકરાચાર્યે

ગૃહસ્થી થવું. છેવટે મંડનમિશ્ર હારવાથી શંકરાચાર્યના શિષ્ય થયા અને સુરેશ્વરાચાર્ય નામ ધારણ કર્યું. તેમની પત્ની સરસ્વતિએ પણ પતિની પાછળ સંન્યાસ લીધો હતો. એવી વૈરાગ્યવાળી અને જ્ઞાની સ્ત્રીઓ આજના વખતમાં બહુ થોડી જોવામાં આવે છે.

## રુકિમણિના ગુરૂ

ગુરૂનું ખરું કામ શિષ્યને ભગવત્ પ્રાપ્તિ કરાવી આપવાનું છે. એ બાબત રુકિમણિના વિવાહના પ્રસંગમાં* સ્પષ્ટ રીતે જોવામાં આવે છે.

વિદર્ભ દેશના રાજા ભિષ્મક હતા. તેને પાંચ પુત્ર હતા અને એક રુકિમણિ નામની કન્યા હતી. પાંચ પુત્રમાં મોટાનું નામ રુકમી હતો. તેમના રાજ્યમાં જે જે માણસો આવતાં તેમના મુખથી ભગવાનના રૂપ, વીર્ય, ગુણ અને વૈભવની પ્રસંશા સાંભળી રુકિમણિએ તેમને પતિ કરવાનો નિશ્ચય કર્યો. ભગવાને પણ રુકિમણિની બુદ્ધિ, તેનાં લક્ષણ, તેમની ઉદારતા, રૂપ, શીલ અને ગુણ જોઇને તેને પરણવાનો નિશ્ચય કર્યો. ભક્તમાં એવા ગુણ હોય તો ભગવાનને પણ સંબંધ કરવાની ઇચ્છા થાય છે. વિવાહ હંમેશાં યોગ્ય જોડા વચ્ચે થાય તો શોભે છે નહિતર કજોડું થઈ જાય છે. તેથી જે જીજ્ઞાસુની ઇચ્છા ભગવત્ પ્રાપ્તિની હોય તેણે ભગવાને જે નિયમ શાસ્ત્રોમાં રાખેલ છે તે પ્રમાણે ચાલવું જોઇએ. જેઓ ભગવાનની આજ્ઞા પ્રમાણે રહેતા નથી તેમનો સંબંધ ભગવાન સાથે થતો નથી.

રુકિમણિનો અધિકાર સારો હતો છતાં તેનો ભાઇ રુકમો શ્રીકૃષ્ણનો દ્રોહ કરતો હતો. સમાધિ ભાષામાં આ

* ભાગવત ૧૦–૫૨.

કથાનો અર્થ કરીએ તો શ્રીકૃષ્ણ એ આત્મા છે, રુક્મિણિ એ પ્રકૃતિ છે અને તેનો ભાઇ રુક્મો એ અહંકાર છે. અહંકાર વચ્ચે આવે તો પ્રકૃતિનો અને આત્માનો સંબંધ થઈ શકતો નથી. રુક્માની ઇચ્છા એવી હતી કે, બ્હેનને શિશુપાળની વેરે પરણાવવી. શિશુપાળ એટલે જેને છોકરાં માટે પરણવું છે એવી સંસારની વૃત્તિ. ઘણાં જીવોને ભક્તિ કરવાનું મન થાય છે, અને ભગવાનનો સંબંધ કરવાની ઇચ્છા થાય છે પણ સંસારનાં સગાં તેમને ભોળવીને સંસારના સુખમાં નાંખે છે. તેવો આ પ્રસંગ હતો. ભાઈનું વિરોધી વલણ જાણીને રુક્મિણિ મનમાં બહુ દુઃખી થઇ. આવા સંજોગોમાં જીવ જો કોઇ ગુરૂનું શરણ લે તો જ તેનો રસ્તો નીકળે છે. તેથી રુક્મિણિએ એક વિશ્વાસપાત્ર બ્રાહ્મણને બોલાવી, એક પત્ર શ્રીકૃષ્ણ પરમાત્મા ઉપર લખી, બ્રાહ્મણને આપી, તેને દ્વારકા મોકલ્યા. અહીં બ્રાહ્મણ એટલે ગુરૂ સમજવાના છે. ગુરૂ શિષ્યની ભાવના પરમાત્મા પાસે મૂકી તેનો પરમાત્મા સાથે મેળાપ કરાવી આપે છે. બ્રાહ્મણ દ્વારકા પહોંચ્યા. ભગવાનના સેવકો તેને રાજભવનમાં અંદર લઇ ગયા. ત્યાં આદિ પુરુષ ભગવાન શ્રીકૃષ્ણ એક સોનાના સિંહાસન ઉપર બેઠા હતા. એ બ્રાહ્મણને જોઈને ભગવાન પોતાના આસન ઉપરથી ઊઠયા. ભગવાને તેમને પોતાના આસન ઉપર બેસાડી તેમની પૂજા કરી. પછી ભોજન વગેરે કરી વિશ્રાંતિ લીધા પછી ભગવાને તેમને નીચે પ્રમાણે પૂછયું:—

૧. હે વિપ્રપ્રવર, આપનું ચિત્ત સદા સંતુષ્ટ રહે છે?

૨. શાસ્ત્રોમાં લખેલ ધર્મ પાળવામાં આપને વિશેષ કઠણતા તો માલૂમ પડતી નથી ને?

૩. જે મળે તેમાં જો બ્રાહ્મણ સંતુષ્ટ રહે અને પોતાના ધર્મથી પતિત ન થાય તો તેની બધી કામનાઓ પૂરી થાય છે.

૪. ઇંદ્રની પદવી મેળવીને પણ જો કોઈને સંતોષ ન થાય તો તેને સુખની તપાસમાં એક લોકમાંથી બીજા લોકમાં ભટકવું પડે છે.

૫. પણ જેને સંતોષ પ્રાપ્ત કરેલ છે તે બધા પ્રકારના દુઃખથી રહિત થઇ શાંત ભાવથી રહે છે.

૬. જે બ્રાહ્મણ આત્મલાભથી સંતુષ્ટ રહે છે, જેનો સ્વભાવ સાધુઓના જેવો હોય છે, જે સમસ્ત પ્રાણીઓમાં પ્રેમ રાખે છે, જે અહંકારરહિત છે, અને શાંત સ્વભાવવાળા છે એવા બ્રાહ્મણને હું મસ્તક નમાવી સદા પ્રણામ કરું છું.

૭. હે બ્રાહ્મણ, રાજાની તરફથી આપ સૌ કુશલ છોને?

૮. જે રાજ્યમાં પ્રજાની બરાબર સંભાળ લેવામાં આવે છે, અને જેના રાજ્યમાં પ્રજા આનંદ કરે છે તે દેશનો રાજા મને પ્રિય લાગે છે.

૯. હવે આપ જે ઇચ્છાથી આ ખાડી ઓળંગી આ નગરમાં આવ્યા છો તે જણાવો.

૧૦. અમે આપનું શું કાર્ય કરીએ?

ઉપરના પ્રશ્નોમાં ગુરૂ કેવા હોવા જોઇએ એ વાત સ્પષ્ટ થાય છે અને ભગવાન એવા ગુરૂને કેવું માન આપે છે તે પણ સ્પષ્ટ થાય છે. હવે ગુરૂએ ભગવાન પાસે રુકિમણિરૂપી જીજ્ઞાસુની બધી ભાવનાનું વર્ણન કર્યું અને રુકિમણિએ આપેલ પત્ર ભગવાનને વાંચવા આપ્યો. એ

પત્રમાં જેવી ભાવના રુકિમણિએ લખી છે એવી ભાવના કોઇ શિષ્ય રાખે તો તેને ભગવત્ પ્રાપ્તિ જરૂર થાય. એ પત્રમાં રુકિમણિ નીચે પ્રમાણે લખે છેઃ—

"હે ભુવનસુંદર, કાનનાં છિદ્રો દ્વારા શ્રોતાઓના હૃદયમાં પ્રવેશ કરી અંગના તાપને દૂર કરનાર આપના ગુણોને સાંભળીને તેમ જ નેત્રોવાળાનાં સંપૂર્ણ અર્થલાભ આપે એવું આપનું રૂપ સાંભળીને મારું મન નિર્લજ્જ થઇને આપમાં આસક્ત થયું છે

(નામ અને રૂપ એ બે માયાના અંગ છે. તે કાન અને આંખને ભગાડે છે પણ જો કાન અને આંખના ધર્મને ભગવાનમાં લગાડયા હોય તો તે આ જગતમાં નવું સૌંદર્ય બતાવે છે.)

હે મુકુંદ! હે પુરુષશ્રેષ્ઠ! કુળ, શીલ, રૂપ, વિદ્યા, વય, ધન તથા પ્રભાવથી કેવળ પોતાની જ સમાન આપ છો. આપને કોઇ ઉપમા આપી શકાતી નથી. મનુષ્યલોકમાં મનને આનંદ આપનારા એવા આપને કુળવાન, ગુણવાન અને ધીરજવાળી કઈ કન્યા વિવાહ વખતે ન સ્વીકારે?

(એટલે ખરો જીજ્ઞાસુ તો સંસારમાં આપને જ પસંદ કરે.)

હે પ્રભુ! આપને જ મેં મારા પતિ તરીકે સ્વીકાર્યા છે અને મારો આત્મા આપને જ અર્પણ કરેલ છે, તો આપ અહીં પધારીને મને આપની પત્ની બનાવો.

પણ શિયાળ જેમ સિંહના ભાગને સ્પર્શ કરે નહિ તેમ શિશુપાળ આપ વીર પુરુષના ભાગરૂપ મારો સ્પર્શ કરે નહિ. (શિષ્યને એવી ઇચ્છા થવી જોઇએ કે મારે

સંસારનું કાંઇ સુખ જોઈતું નથી. ત્યારે જ ભગવાનનો અનુગ્રહ થાય છે. એવી ભાવના વખતે જીવ ભગવાનથી જુદો લાગતો નથી અને ભગવાનનો ભાગ થઈને એટલે અભિન્ન થઇને રહે છે.)

હે નાથ ! મેં વાવ, કુવા બંધાવીને, અગ્નિહોત્ર વગેરે યજ્ઞ કરીને, સુવર્ણનાં દાન આપીને, તીર્થ કરીને, વ્રત કરીને દેવ, બ્રાહ્મણ અને ગુરૂની પૂજા કરીને કાંઇ ભક્તિ કરી હોય તો તેના ફળ તરીકે આપ અહીં આવીને મારું પાણી-ગ્રહણ કરો (અહીં પાણીગ્રહણ એટલે જીવ–બ્રહ્મની એકતા સમજવાની છે).

હે અજિત ! આવતી કાલે થનારા વિવાહમાં આપ આપની સેનાસહિત વિદર્ભ દેશમાં પધારજો અને શિશુપાલ (એટલે સંસાર) અને જરાસંધ (એટલે કર્મ)નો પરાજય કરીને આપ મને રાક્ષસવિધિથી પરણજો.

(અહીં જીવ અનુગ્રહથી ફળ માગે છે, કારણ કે ભગવાનની શક્તિથી જલદી કામ થાય છે.)

આપ કહો કે "તું તો અંતઃપુરની વચ્ચે રહેનારી છો, તેથી તારાં સગાં–સંબંધીઓનો વધ કર્યા સિવાય હું શી રીતે પરણી શકું તો હું તેનો ઉપાય બતાવું છું. અમારા કુળમાં વિવાહના આગલા દિવસે કુળદેવીની મોટી યાત્રા કરવાની હોય છે. તે યાત્રામાં નવી વહુ થનારી કન્યા નગરની બહાર પાર્વતીજીનાં દર્શન કરવા જાય છે. એ રીવાજ પ્રમાણે હું જ્યારે પાર્વતીજીનાં દર્શન માટે શહેરની બહાર પાર્વતીજીના મંદિરમાં આવું ત્યારે ત્યાંથી મારું હરણ કરવું આપને સહેલું થશે અને મારાં સગાં–સબંધી-

ઓનો પણ વધ કરવાનો પ્રસંગ નહિ આવે. (આજે પણ કોઈ જીજ્ઞાસુને સત્સંગમાં જવાની ટેવ હોય અથવા સંસારની બહાર દેવદર્શને જવાની ટેવ હોય તો તે ભગવાનના સંબંધને લાયક થાય છે, પણ જેઓ સંસારની વચમાં પડયા હોય તે અંતઃપુરમાં રહેલા જીવોનો સંબંધ ભગવાનની સાથે થતો નથી.)

હે કમલનયન! શંકરની પેઠે બીજા પણ મહાપુરુષો પોતાના અજ્ઞાનનો નાશ કરવા માટે આપના ચરણકમલની રજમાં સ્નાન કરવા ઇચ્છે છે, તે આપની કૃપા આ જન્મમાં જો હું નહિ મેળવું તો ઉપવાસ વગેરે વ્રત કરી દુર્બળ કરી નાંખેલા મારા પ્રાણનો ત્યાગ કરીશ અને એમ કરતાં સેંકડો જન્મ સહન કરીશ પણ આપની કૃપા મેળવ્યા વગર રહીશ નહિ. (અહીં જીજ્ઞાસુની દ્દઢતા બહુ સારી રીતે સ્પષ્ટ કરેલ છે.)

ઉપરનો સંદેશો આપી બ્રાહ્મણે ભગવાનને કહ્યું કે હવે આપને જે કરવું હોય તે કરો.

એ સંદેશો સાંભળી બ્રાહ્મણનો હાથ પોતાના હાથમાં લઈ હસતાં હસતાં ભગવાને નીચે પ્રમાણે કહ્યું:—

"જેવી રીતે રુક્મિણિનું મન મારામાં છે તે જ પ્રમાણે મારું મન રુક્મિણિમાં છે. હું જાણું છું કે તેના ભાઈ રુકમિએ મારો વિવાહ અટકાવ્યો છે પણ કાષ્ટમાંથી જેમ અગ્નિની શિખા બહાર કાઢવામાં આવે છે તેમ યુદ્ધમાં હું એ બધા હલકટ રાજાઓનો પરાજય કરી મારામાં પરાયણ રહેતી તે નિર્દોષ જીવ–પ્રકૃતિને હું મારામાં સમાવીશ.

રુક્મિણિને જેવાં વિઘ્નો નડયાં તેવા વિઘ્નો લગભગ દરેક ભક્તના જીવનમાં આવ્યા કરે છે. તેની ચિત્તવૃત્તિ

ભગવાન તરફ જાય છે ત્યારે સંસારી માણસો તેને સંસાર તરફ ખેંચે છે. તેમાં દૃઢતા હોય તો જ ભક્તની જીત થાય છે. તેની દૃઢતાના પ્રમાણમાં ભગવાનનો અનુગ્રહ મળે છે. દૃઢતા ન હોય તો સાધક વારંવાર હારી જાય છે.

જે વસ્તુનો જે ભાવ હોય તે ભાવ આપીએ તો તે વસ્તુ મળે છે. ઓછે ભાવે તે વસ્તુ મળે નહિ. દર્દ વગર દાક્તર આવતા નથી. રુક્મિણિનું દર્દ જાણી ભગવાન રથ જોડાવી તરત વિદર્ભ દેશમાં પહોંચી ગયા.

વિદર્ભ દેશમાં રુક્મિણિના સ્વયંવરની તૈયારી થઈ રહેલ છે. બધાનો વિચાર રુક્મિણિને શિશુપાલ વેરે આપવાનો હતો. સંસારમાં જેમ કોઈ છોકરી કે છોકરો મોટી ઉંમરના થાય ત્યારે તરત સંસારી માણસો તેને સંસારમાં જોડવાનો પ્રયત્ન કરે છે તેવો આ પ્રસંગ હતો.

રુક્મિણિ શ્રી હરિના આગમનની રાહ જોઈ રહી છે. બ્રાહ્મણને વખતસર આવેલો ન જોઈને તે વિચાર કરવા લાગી કે "અહો! આશ્ચર્યની વાત છે કે મારા વિવાહની વચ્ચે હવે માત્ર એક જ રાત્રિ છે છતાં શ્રીકૃષ્ણ હજુ કેમ આવ્યા નહિ? તેમાં શું કારણ હશે? સંદેશો લઈ જનાર બ્રાહ્મણ હજુ કેમ પાછા ન આવ્યા? નિર્દોષ મનવાળા શ્રીકૃષ્ણે શું મારામાં કંઈ દોષ જોયો હશે?"

શિષ્યને પણ જ્યારે તરત આત્મસાક્ષાત્કાર થતો નથી ત્યારે એવા વિચાર આવ્યા કરે છે. તેને એમ લાગે છે કે ગુરૂએ હજુ આત્માનો અનુભવ ન આપ્યો તેથી શું મારામાં કાંઇ હજુ દોષ રહી ગયેલ હશે? રુક્મિણિ એવા વિચાર કરતી હતી એટલામાં તેના ડાબા અંગ ફરકવા લાગ્યાં. તે જ ક્ષણે તે ઉત્તમ બ્રાહ્મણ રુક્મિણિ પાસે આવ્યા

અને કહ્યું કે "શ્રીકૃષ્ણ અહીં આવી ગયા છે." શ્રી કૃષ્ણે તેનું હરણ કરવા માટે જે સત્ય વચન કહ્યું હતું તે પણ કહી સંભળાવ્યું. ભગવાન પધારેલા છે એમ જાણી રુકિમણિ મનમાં આનંદ પામી અને તે બ્રાહ્મણને આપવા માટે બીજી કોઈ વસ્તુ નહિ દેખતાં કેવળ તેને પ્રણામ કર્યા. ગુરૂ ભગવાનને મેળવી આપે તો શિષ્ય શો બદલો આપી શકે! આ પ્રસંગ ઉપર શ્રીધરસ્વામી (ભાગવત ઉપરની તેમની ટીકામાં) લખે છે કે આ કાર્ય માટે તો શિષ્ય ગુરુને સર્વસ્વ આપી દે તો પણ ઓછું છે, એમ માની બદલો આપની કોઈ પણ વસ્તુ યોગ્ય ન લાગવાથી રુકિમણિ તે વખતે કેવળ નમી જ પડી અને પાછળથી તે બ્રાહ્મણને પુષ્કળ દ્રવ્ય અર્પણ કર્યું.

સંવત ૨૦૦૦ ની અષાડી પૂર્ણિમાએ આ પ્રસંગ અમે અમારા વ્યાખ્યાનમાં આ રીતે કહેલો હતો. ત્યાં લગભગ ૨૦ શિષ્યો બેઠા હતા અને ગુરૂ પણ હતા. ત્યાં ઉપરની હકીકત સાંભળી એક શિષ્યનું હૃદય ભરાઈ આવ્યું. તેમની આંખમાં આંસુ આવી ગયાં. તેને એમ લાગ્યું હશે કે હું ગુરૂના જ્ઞાનનો બદલો કાંઈ આપી શક્યો નહિ તેથી ઊઠીને ગુરૂના ચરણમાં માથું મૂકી ખૂબ રડવા લાગ્યો. થોડીવારમાં ત્યાં બેસેલ બીજા જીજ્ઞાસુએ તેમને શાંત કરી તેમની જગ્યાએ બેસાડયા.

એકવાર પોરબંદરમાં સંન્યાસ–આશ્રમમાં પણ અમારે ઉપલો પ્રસંગ સમાધિભાષામાં કહેવાનો પ્રસંગ મળ્યો હતો. તે વખતે સભામાં લગભગ ૨૦૦ પુરુષો અને ૨૦૦ બહેનો હતાં. બ્હેનોની મંડળીમાં એક બ્હેનનું નામ રુકિમણિ હતું. કથા પૂરી થયા પછી રુકિમણિએ અમને કહ્યું કે અમારો

સંદેશો પણ ભગવાનને પહોંચાડી દેજો. અમે કહ્યું કે "રુકિમણિના પત્રમાં જેવો ભાવ છે તેવો ભાવ રાખશો તો તમારો સંદેશો ભગવાનને પહોંચી જશે." રુકિમણિના ભાવની વધારે પરીક્ષા ભગવાને વિવાહ પછી કરી છે. એ પ્રસંગ શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધના ૬૦ મા અધ્યાયમાં છે.

વેદાન્તમાં આત્મસાક્ષાત્કારનાં સાધનોમાં પહેલું સાધન વિવેક છે. એટલે નિત્ય અને અનિત્ય વસ્તુની પાકી સમજણ થવી જોઇએ, રુકિમણિને એ સમજણ બરાબર થઈ ગઈ હતી. જે પતિ અનિત્ય હતા તેવાને વરવાનું પસંદ ન કરતાં જે પતિ નિત્ય રહે છે એવા પતિમાં જ તેનું ચિત એકાગ્ર થઈ ગયું હતું. સંસારના પતિ તેની સ્ત્રી જીવે ત્યાંસુધી જીવતા નથી, તેથી જિંદગી સુધી પતિસેવા થઇ શકતી નથી, અને તેનું સુખ મળતું નથી અને સ્ત્રી પહેલાં મરે તો પહેલા જન્મનો પતિ હયાત હોવા છતાં તેને બીજા જન્મમાં બીજો પતિ કરવો પડે છે. એવી અગવડ અટકાવવી હોય તો ભગવાનને પતિ કરવા જોઇએ.

ઘણા શિષ્યો આત્મસાક્ષાત્કાર કરવાની ઇચ્છા રાખે છે અને છતાં સંસારની વાતો ભૂલી શકતા નથી, અર્જુનને અને ઉદ્ધવજીને શ્રીકૃષ્ણે કહ્યું હતું કે સગાંનો સ્નેહ છોડી દો પણ એ કામ તેમને અઘરું લાગતું હતું. ગોપીઓ અને રુકિમણિને સગાં યાદ આવતાં નહોતાં અને ભગવાનમાં અનન્યભાવ ઉત્પન્ન થયો હતો.

છેવટે ભગવાને રુકિમણિને કહેલ છે કે જીવને સંસારનું સુખ મળતું હોય તે છોડીને અમારા ઉપર પ્રેમ કરે એવા જીવ અમારા વૈકુંઠમાં બહુ ઓછા છે. તમારા પ્રેમનો પૂરો બદલો હું વાળી શકું તેમ નથી.

## શ્રીકૃષ્ણ અને ઉદ્ધવજી

શ્રીકૃષ્ણ ભગવાને ત્રણ જગ્યાએ જ્ઞાન આપેલ છે. (ગીતામાં) અર્જુનને, (શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધમાં) ગોપીઓને અને (એકાદશસ્કંધમાં) ઉદ્ધવજીને જે જ્ઞાન આપ્યું તે સ્વધામ જતી વખતે આપેલ હોવાથી તેમાં ઘણું રહસ્ય સમાયેલું છે. શ્રીકૃષ્ણ જેવા ગુરૂ હોય અને ઉદ્ધવજી જેવા શિષ્ય હોય તો ગુરૂને જ્ઞાન આપવામાં અને શિષ્યને જ્ઞાન લેવામાં કોઈ વિલંબ થતો નથી.

જ્યારે ભગવાને સ્વધામ જવાની તૈયારી કરી ત્યારે ઉદ્ધવજી તેમની પાસે એકાંતમાં આવ્યા અને કહ્યું કે "હું તો તમારા ચરણકમલથી છૂટી શકું તેમ નથી. તમારી પાસે રહેતાં અમને માયા નડતી નહોતી; તેથી મને પણ આપની સાથે લઇ જાઓ અથવા આપની ગેરહાજરીમાં પણ આપની ગેરહાજરી ન લાગે તેવું જ્ઞાન આપતા જાઓ.

તેના જવાબમાં ભગવાને તેમને જ્ઞાન અને વૈરાગ્યનો બોધ કરેલ છે. વૈરાગ્ય વગર જ્ઞાન ટકતું નથી તેથી ભગવાને પહેલાં તેમને કહ્યું કે તમે કુંટુંબી બન્ધુજનોનો સંપૂર્ણ મોહ છોડી મારામાં ચિત્ત લગાવી સર્વત્ર સમદૃષ્ટિ રાખી આ પૃથ્વી ઉપર વિચરો. મન, વાણી, નેત્ર અને કાનથી જે કાંઈ પ્રતીત થાય છે તે બધું નાશવાન છે, તે મનોમય હોવાથી માયા છે. જે પુરુષને આત્માનું અનુસંધાન રહેતું નથી તેનામાં ભેદબુદ્ધિ આવી જાય છે, તે પછી તેનામાં ગુણદોષની બુદ્ધિ ઉત્પન્ન થાય છે અને તે પછી કર્મ, અકર્મ અને વિકર્મની કર્મજાળ ઉત્પન્ન થાય છે, તેથી તમે ઈંદ્રિયોને જીતી, મનને જીતી આ જગત આત્મામાં જુઓ અને આત્માને પરમાત્મામાં જુઓ.

ઉદ્ધવજી:—આવું જ્ઞાન તો સંન્યાસીઓ પાળી શકે. મારા જેવા જે સંસારમાં પડેલા છે તેમને માટે કામનાઓનો ત્યાગ કરવો બહુ મુશ્કેલ છે. "હું અને મારું" એવી બુદ્ધિ દૂર કરવી બહુ મુશ્કેલ છે, તેથી આપે કહેલ બોધ હું જે રીતે સરળતાથી પાળી શકું તેવો રસ્તો મને બતાવો. આપના જેવા ગુરુ તો મને દેવલોકમાં પણ મળશે નહિ, બ્રહ્મા વગેરે જેણે જેણે દેહ ધારણ કરેલ છે તે બધા દેહધારી જીવો માયાને સાચી માની બેઠા છે અને બહાર સુખ માનવાવાળા છે. આપ તો નિર્મળ, અપાર, સર્વત્ર છો અને કાળ વગેરેથી અપરિચ્છેદ્ય વૈકુંઠધામમાં રહેવાવાળા છો માટે હું આપને શરણે આવેલ છે.

આ પ્રસંગમાં ગુરૂ ઉત્તમ પ્રકારના છે અને શિષ્ય પણ ઉત્તમ પ્રકારના છે. ભગવાન કહે છે:—જે બુદ્ધિમાન પુરુષો છે તે તો સાંખ્યયોગથી (એટલે પ્રકૃતિપુરુષના વિવેકથી) ખરું સ્વરૂપ જાણી લે છે. મેં ઘણા પ્રકારનાં શરીર બનાવેલ છે તેમાં મનુષ્ય શરીર બધાથી ઉત્તમ છે, આ શરીરમાં માણસ હેતુ અને ફળનો વિચાર કરી ખરું અગ્રાહ્ય સ્વરૂપ પણ જાણી શકે છે, એક અવધૂત દત્તાત્રયે પોતાની મેળે ૨૪ ગુરૂ કરીને પોતાનું સ્વરૂપ જાણી લીધુ હતું. એક વખત જ્યારે તે અવધુત યદુરાજાના મહેલ આગળથી જતા હતા ત્યારે યદુરાજાએ તેમને બોલાવી તેમનો સત્કાર કરી પૂછ્યું કે હે બ્રહ્મન્! આપની પાસે કોઈપણ પ્રકારનું સંસારનું સુખ નથી તો પણ આપનામાં બહુ આનંદ કેમ દેખાય છે? તેના જવાબમાં અવધૂતે કહ્યું કે મેં મારી બુદ્ધિથી ઘણા ગુરૂ કરેલ છે. તેનાં નામ સાંભળો. પૃથ્વી, વાયુ, આકાશ, જળ, અગ્નિ, ચંદ્રમા, સૂર્ય, કબૂતર, અજગર, સમુદ્ર, પતંગ, મધમાખ,

હાથી, મધ લઈ જવાવાળો, હરણ, માછલી, પિંગળા વેશ્યા, કુરર પક્ષી, બાળક, કુમારી, બાણ બનાવવાવાળો, સર્પ, કરોડીઓ અને કીડો, એ ૨૪ ગુરૂઓનો આશ્રય લઇ મેં જે બોધ લીધો છે, તેનાથી મારું જીવન સુખમય ચાલે છે. ૨૫ મો ગુરૂ મેં મારા શરીરને કરેલ છે. શરીર વિવેકનો હેતુ છે અને વૈરાગ્યનો પણ હેતુ છે. કેટલીકવાર એક ગુરુથી મળેલું જ્ઞાન સ્થિર થતું નથી તેથી જ એક અદ્વિતીય બ્રહ્મનું ઋષિઓએ અનેક પ્રકારે વર્ણન આપેલ છે.

આ પ્રમાણે ઉપદેશ સાંભળી યદુરાજા પણ નિ:સંગ થઈ સમદર્શી થઇ ગયા.

એ દ્રષ્ટાંત આપી ભગવાન ઉદ્ધવજીને કહે છે કે જ્યાં જ્યાં ભેદ પ્રત્યય છે ત્યાં જેટલું કામ થાય તે બધું નિષ્ફળ જાય છે.

સ્વપ્નમાં જેટલા પદાર્થ દેખાય છે અને મનોરથથી જેટલા પદાર્થનું ચિંતન થાય છે તે બધામાં ભેદ પ્રત્યય હોવાથી મિથ્યા માલૂમ પડે છે તેવી જ રીતે જાગૃતમાં પણ જ્યાં જ્યાં ભેદ પ્રત્યય છે તે બધું મિથ્યા છે. તેથી જીજ્ઞાસુએ નિવૃત્તિ ઉત્પન્ન થાય એવાં કાર્ય કરવાં, યમ નિયમ પાળવા અને મારા સ્વરૂપનું જેને જ્ઞાન હોય એવા ગુરૂદેવની પ્રેમથી ભક્તિ કરવી. વળી શિષ્યે માન અને મત્સર ન રાખવા, મમતા શૂન્ય થવું અને પરનિંદા કરવી નહિ. પોતાના અંતઃકરણમાં રહેલ આત્માને જાણી બીજા બધામાં વસ્તુબુદ્ધિ છોડી દેવી. આચાર્ય નીચેની અરણિ છે, શિષ્ય ઉપરની અરણિ છે, ઉપદેશ એ વચલું મન્થન છે અને આનંદ આપનાર બ્રહ્મવિદ્યા એ સન્ધી છે. એવી રીતે ઉત્પન્ન થયેલ બ્રહ્મવિદ્યા માયાનો નાશ કરી દે છે.

હે ઉદ્ધવ! જેણે જેણે દેહ ધારણ કરેલ છે તેવા દેહ-ધારીને કોઇ દિવસ સુખ મળતું નથી. જે માણસને થોડા દિવસમાં ફાંસી મળવાની છે તેમને સંસારના ભોગ કેવી રીતે રુચે? તેવી જ રીતે દેહભાવે સૌને ફાંસીની સજા થયેલી છે. સૌને દેહ છોડવાનો છે. કદાચ પુન્ય કરીને કોઈ સ્વર્ગમાં જાય તોપણ ત્યાંથી પુણ્ય ક્ષીણ થતાં પાછું આવવું પડે છે. માટે જ્ઞાન થયા પછી કોઇની સ્તુતિ કે નિંદા કરવી નહિ; સારા-નરસા કર્મનો વિચાર છોડીને માત્ર આત્મામાં રમણ કરતા રહેવું અને જડની માફક ફરવું. પણ જો મન મારામાં અર્પણ કરી ન શકાય તો બધાં કર્મ મારે માટે કરવાં, મારી કથા સાંભળવી, એટલે મારી નિશ્ચલ ભક્તિ પ્રાપ્ત થઈ જશે.

હે ઉદ્ધવજી! હું સત્સંગથી જેવો વશ થાઉં છું તેવો બીજા ઉપાયથી વશ થતો નથી. અજ્ઞાની માણસો, સ્ત્રી, શૂદ્ર વગેરે સત્સંગથી જ મને પામી ગયા છે. માટે ગુરૂની ઉપા-સનારૂપ અનન્ય ભક્તિદ્વારા તીક્ષ્ણ કરેલ વિદ્યારૂપી કુહાડાથી જીવભાવનો ઉચ્છેદ કરીને પરમાત્મસ્વરૂપ થઈ જાઓ અને પછી વિદ્યાને પણ છોડી દો.

જ્ઞાનયોગની જે પરમ અને સૂક્ષ્મ એકાન્તિકી ગતિ છે તે સમજાવનાર ગુરૂ મળવા બહુ મુશ્કેલ છે. એક વાર સનક વગેરેએ બ્રહ્મા પાસે જઇને એવો પ્રશ્ન પૂછયો કે "મન સ્વભાવથી વિષયો તરફ દોડે છે અને વિષયો મનમાં પ્રવેશ કરે છે તો જેને મોક્ષ જોઈએ છે તે એ બન્નેનો ત્યાગ કેવી રીતે કરી શકે?" બ્રહ્મા પણ એ પ્રશ્નનો જવાબ આપી શક્યા નહિ એટલે બધાએ મળીને ભગવાનનું ચિંતન કર્યું. ત્યાં ભગવાન હંસરૂપે આવ્યા. એટલે બ્રહ્માએ તેમને પૂછયું કે આપ કોણ છો? ભગવાને કહ્યું કે "જો વસ્તુ એક છે તો તમે

પ્રશ્ન કોને પૂછો છો અને હું જવાબ કેવી રીતે આપું, છતાં મનથી, વાણીથી કે દૃષ્ટિથી જે કાંઈ જાણવામાં આવે તે હું જ છું એમ જાણો, મારાથી અન્ય કાંઈ નથી; મન અને વિષયો એ બન્ને જીવની ઉપાધિ છે. માટે મારામાં મન પરોવીને એ બન્ને ઉપાધિનો ત્યાગ કરો. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ બુદ્ધિની અવસ્થા છે, જીવ તેનાથી વિલક્ષણ છે અને જુદો છે. અહંકારથી બંધન થાય છે. તેથી તુરીય રૂપ આત્મામાં સ્થિતિ કરી સંસારની ચિંતા છોડી દેવી. જ્યાં સુધી યુક્તિઓથી પુરુષની ભેદબુદ્ધિ નિવૃત્ત થતી નથી, ત્યાંસુધી તે મૂર્ખ જાગેલો છતાં સુતા જેવો છે. બહારના પદાર્થ ન હોવા છતાં જીવ સ્વપ્નામાં બંધાય છે. નિદ્રામાં, મૂર્છામાં, સમાધિમાં બહારનું જગત હોવા છતાં જીવ બંધાતો નથી. તેથી બંધનનું કારણ મન છે. જેમ સ્વપ્નાવસ્થામાં જાગ્રતનો ભ્રમ થઈ જાય છે તેમ જાગ્રતમાં પણ જ્યાં ભેદ દેખાય છે ત્યાં ભ્રમ છે. માટે જાગેલો માણસ જેમ સ્વપ્નાને યાદ કરતો નથી તેમ જેણે બ્રહ્મદશા પ્રાપ્ત કરેલી છે તે જાગ્રતના ભેદને પણ યાદ કરતો નથી. આ પ્રમાણે ભગવાને ઉદ્ધવજીને (હંસરૂપે પોતે સનકાદિને આપેલ) બોધ સમજાવ્યો.

ઉદ્ધવજી કહે છે કેઃ–આપે તો ઠીક બોધ આપ્યો છતાં આ સસારમાં ઘણા મત, પંથ, વાડા, સંપ્રદાય, ઘણા પ્રકારના ગુરૂ અને ઘણા પ્રકારના ઉપદેશ કેમ જોવામાં આવે છે? ભગવાન કહે છે કે, પહેલાં મેં આ જ્ઞાનયોગ બ્રહ્માને સમજાવ્યો હતો, પછી બ્રહ્માએ મનુને સમજાવ્યો. મનુએ સાત બ્રહ્મર્ષિઓને સમજાવ્યો. તે પછી તેના જે સંતાન દેવ, મનુષ્ય, ચારણ, રાક્ષસ વગેરે થયા તેમણે પોતપોતાની બુદ્ધિ પ્રમાણે એ ઉપદેશ ગ્રહણ કર્યો. તેમાંથી અનેક ભેદ

થઇ ગયા. તેથી કોઇ કહે છે કે, ધર્મ સાચો, કોઈ કીર્તિને માને છે, કોઈ કામને, કોઈ ઐશ્વર્યને, કોઈ દાનને સાચું માને છે. કોઈ યજ્ઞ, તપ, વ્રત વગેરેને સારા માને છે. (હાલના કાળમાં કોઈ કહે છે કે, સત્યાગ્રહ કરો, કોઈ એક પ્રકારનું સ્વરાજ માગે છે અને બીજા, બીજા પ્રકારનું સ્વરાજ માગે છે). પણ ભગવાન કહે છે જે સુખ કર્મથી મળે તે આદિ અંત વાળું હોય છે. ×

બધા પ્રકારથી નિરપેક્ષ થઇને મારામાં ચિત્ત લગાડ-વાથી જે સુખ પ્રાપ્ત થાય છે તે વિષય લોલુપ્ત વ્યક્તિ-ઓને કેવી રીતે મળશે ?

જે જીતેન્દ્રિય હોય, શાંત, સમબુદ્ધિવાળો અને મારી પ્રાપ્તિથી સંતુષ્ટ હોય તેમને બધી દિશા સુખમય છે. જેણે મારામાં ચિત્ત લગાવી દીધું છે તે મને છોડીને બ્રહ્મપદ, ઇન્દ્રપદ, સાર્વભૌમપણું માગતો નથી. યોગની સિદ્ધિઓ કે મોક્ષની કામના પણ કરતો નથી. એવા ભકતની ચરણ-રજ લેવા માટે હું તેની પછવાડે પછવાડે ફરું છું. માટે સ્વપ્ન જેવા અસત્ મનોરથનું ધ્યાન છોડી દેવું. સ્ત્રીઓ-નો સંગ કરવો નહિ અને સ્ત્રીઓનો સંગ કરતા હોય તેમનો સંગ પણ કરવો નહિ.

આવી દશા પ્રાપ્ત થાય એટલા માટે ( ભગવાન ઉદ્ધવજીને કહે છે કે ) મેં વર્ણાશ્રમધર્મની પદ્ધતિ રચેલ છે. બ્રહ્મચારીએ જનોઈ લઇ ઈંદ્રિયોનો સંયમ રાખી, ગુરૂ-ના ઘરમાં રહેવું, વેદનું અધ્યયન કરવું, પાંચકેશ રાખવા, બે વખત ગાયત્રીનો જપ કરવો, ગુરૂને સાક્ષાત મારું સ્વરૂપ

× છતાં હાલના કાળમાં બધા કહે છે કે કાંઈક કર્મ કરો.

માનવું. ગુરૂ દેવરૂપ છે તેથી તેની અવગણના કરવી નહિ. સવાર સાંજ જે કાંઈ ભિક્ષા મળે તે ગુરૂની પાસે રાખવી અને તેમાંથી તેની આજ્ઞા પ્રમાણે લઈને ભોજન કરવું.

ગુરૂ ચાલતા હોય ત્યારે શિષ્યે તેની પાછળ ચાલવું અને ગુરૂ શયન કરે ત્યારે તેના પગ દાબવા. જ્યાં સુધી વિદ્યાનો અભ્યાસ પૂરો થાય ત્યાં સુધી બ્રહ્મચર્યવ્રતનું પાલન કરી ગુરૂને ઘેર રહેવું. આ પ્રમાણે કર્મવાસના બળી જવાથી ચિત્ત નિર્મળ થઇ જાય છે અને મારી ભક્તિ પ્રાપ્ત થાય છે. પછી બહુ વૈરાગ્ય પ્રાપ્ત થયો હોય તો સંન્યાસ લેવો અથવા ઓછો વૈરાગ્ય હોય તો ગ્રહસ્થાશ્રમમાં દાખલ થવું, પણ આશ્રમ વગર રહેવું નહિ. માણસનો આ દેહ ક્ષુદ્ર-કર્મ માટે નથી.

ઉધવજી–કર્મ ક્યાં સુધી કરવાં ?

ભગવાન–જ્યાં સુધી કર્મોમાં વૈરાગ્ય ઉત્પન્ન ન થાય અથવા મારી કથા સાંભળવામાં પ્રીતિ ન થાય ત્યાં સુધી કર્મ કરવા પછી જ્યારે સાચું જ્ઞાન થવા માંડે અને સાક્ષાત્કાર થાય ત્યારે હ્રદયની ગાંઠો ભાંગી જાય છે, બધા સંશય છેદાઇ જાય છે, અને કર્મનો ક્ષય થાય છે. મારા ભક્તોમાં ગુણ કે દોષની ભાવના ઉત્પન્ન થતી નથી. માટે અસત્ વિષયોને ભોગવવા નહિ. આ સંપૂર્ણ સંસારનો ભ્રમ આત્માના અજ્ઞાનથી જ પ્રતીત થાય છે. આવી રીતે ભક્તિ કરતાં કેટલાક માણસો નિંદા કરશે તોપણ તે સહન કરવી પડશે તેથી સાત્વિક પુરુષોએ વનમાં રહેવું, ગામમાં રહેવું તેને રાજસૂવાસ કહે છે અને શેર બજારમાં બેસવું તેને તામસવાસ કહે છે. પુરુરવા રાજા પણ ઉર્વશી-ના દુઃસંગથી ગધેડા જેવો બની ગયો હતો માટે બુદ્ધિમાન

પુરુષે કુસંગ છોડીને સત્સંગમાં રહેવું. સંસારી માણસોના સંગથી કોઈને લાભ થયો નથી. સંતજન સદા નિષ્કામ હોય છે, અહંકારરહિત અને મમતાશૂન્ય હોય છે. સંતજનોમાં મારી કથા વાર્તા થયા કરે છે, તે સંપૂર્ણ પાપને નષ્ટ કરી દે છે. જેમ અગ્નિ મળે ત્યારે તાઢ દૂર થાય છે ભય મટે છે અને અંધકારની નિવૃતિ થાય છે તેમ સાધુ પુરુષોનું સેવન કરવાથી પાપ, સંસારનો ભય અને અજ્ઞાન રહેતાં નથી. આ સંસારસાં ડુબતા મનુષ્ય માટે સાધુજન એજ પરમ અવલંબન છે. ભયભીત પુરુષોને માટે સંતજન એક પરમ આશ્રય છે. આકાશમંડળમાં રહેલ સૂર્ય તો માણસને બહારનો પ્રકાશ આપે છે, પણ સંતપુરુષો જ્ઞાનરૂપી આંતરિક નેત્ર આપે છે. સંતજન દેવતા અને બંધુરૂપ છે, બધાના આત્મા છે અને સાક્ષાત મારું સ્વરૂપ છે. ( ભાગવત ૧૧–૨૯–૩૪ )

આંહી ભગવાને ઉદ્ધવજી પાસે સંતોના બહુ વખાણ કરેલ છે. એ બધો ઉપદેશ એકાદશસ્કંધમાં વિસ્તારથી આપેલ છે. તે ઘણીવાર વાંચવા જેવો છે. છેવટે ભગવાન ઉદ્ધવજીને કહે છે કે: “ તમારો મોહ દૂર થયો ? તમને બ્રહ્મ સ્વરૂપ બરાબર સમજવામાં આવ્યું ?”

તેના જવાબમાં ઉદ્ધવજી કહે છે કે: “ આપના સહવાસથી અને આપે આપેલ જ્ઞાનથી મારો મોહ દૂર થયો છે. અગ્નિની પાસે પહોંચતાં શું તાઢ ઊભી રહી શકે ? હવે આપના ચરણમાં મારી અવિચલ ભકિત રહે તેવું માંગું છું.”

## ઋભુ અને નિદાઘ

વિષ્ણુપુરાણમાં નીચે પ્રમાણે એક ગુરૂ શિષ્યનો બોધદાયક પ્રસંગ જોવામાં આવે છે.

એક મહાત્મા ઋભુએ પોતાના શિષ્ય નિદાઘને આત્મ-જ્ઞાન આપવા માટે ઘણી મહેનત કરી પણ તેને બરાબર લાગ્યું નહિ: તેથી નીચે પ્રમાણે જ્યારે એક પ્રસંગ પ્રાપ્ત થયો ત્યારે તેમણે શિષ્યની બુદ્ધિ વધારે ચોખ્ખી કરી આપી. કેટલોક વખત ગયા પછી ઋભુ નિદાઘને શોધવા ગયા. નિદાઘના ગામમાં બન્ને ભેગા થયા, પણ ગુરૂ ઘણા વખત પછી મળેલ હોવાથી નિદાઘ તેમને ઓળખી શક્યો નહિ. શિષ્યને એમ લાગ્યું કે આ કોઈ ગાંડા જેવો માણસ મારું ગામ જોવા આવેલ છે. બન્ને એક જગ્યાએ ઉભા હતા એટલામાં તે ગામના રાજાની સ્વારી પાસેથી નીકળી. તે વખતે ઋભુએ નિદાઘને પૂછ્યું કે: “ આ શું છે ? ” નિદાઘે કહ્યું: “ આ રાજાની સ્વારી છે. ”

ઋભુ–તેમાં રાજા કોણ છે ?

નિદાઘ–આ જે હાથી ઉપર બેઠા છે તે રાજા છે.

ઋભુ–આમાં હાથી કોણ છે ? અને રાજા કોણ છે ?

નિદાઘ–તને એટલી પણ સમજણ પડતી નથી ! આ ઉપર બેઠો તે રાજા છે અને આ જે નીચે છે તે હાથી છે.

ઋભુ–એ વાત મને સમજાતી નથી. તું કોઈ યુક્તિ-થી મને સમજાવ.

નિદાઘે જાણ્યું કે આ મૂર્ખ દલીલથી સમજી શકશે નહિ. તેથી તેણે ઋભુને કહ્યું કે તું વાંકો વળ. મહાત્મા વાંકા વળ્યા કે તરત નિદાઘ તેના વાંસા ઉપર બેસી ગયો અને કહેવા લાગ્યો કે આ જે હું તારા ઉપર બેઠો છું તે રાજા અને આ જે તું નીચે છે તે હાથી; હવે સમજાયું ?



"ઋભુ અને નિદાઘ"

ઋભુ– મને એ વાત સમજાતી નથી. તું કહે છે કેઃ "હું જે ઉપર છું તે રાજા અને તું નીચે છે તે હાથી." તેમાં હું અને તુંનો અર્થ મને સમજાતો નથી. હું તો નીચે છું. તારી ભાષામાં હું ઉપર આવે છે.

નિદાઘ વિચારમાં પડયો. હુંને ઉપર રાખવા ગયો પણ હું નીચે આવી ગયો. તેને ખબર પડી ગઇ કે આ મારા ગુરૂ મારું અજ્ઞાન દૂર કરવા માટે આવ્યા છે. ગુરૂએ કહ્યું "તને એટલા જ્ઞાનની જ જરૂર હતી. હું સિવાય તું થતું નથી. તુંની સિદ્ધિ સ્વતંત્ર રીતે થતી નથી તેથી હું જ સ્વતંત્ર છે અને તે બધામાં એક છે. જીવ જીવ વચ્ચેનો ભેદ ખોટો છે. બધા પોતાને હું કહે છે તેથી હું એક છે. હુંનું બહુવચન થતું નથી. હુંનું બહુવચન અમે કરી એ તો તેમાં તું અને તે આવે છે તેથી હુંનું બહુવચન થતું નથી તેથી પણ હું એક છે. જ્યારે ખોટો હું અહંકારનું રૂપ લે છે ત્યારે તે બીજી જગ્યાના હું ને તું કહે છે. પણ વાસ્તવમાં ભેદ નથી. જેમ ઉપર નીચેનો ભેદ ખોટો છે તેમ અંદર બહારનો ભેદ પણ ખોટો છે. ઉપર નીચે જેમ દેહના અભિમાનથી થાય છે તેમ હું અને બીજા એ ભાવ પણ દેહના અભિમાનથી થાય છે."

દરેક શરીરમાં જીવના ભેદના પક્ષમાં ભૂતકાળના જન્મોના શરીરોમાં અને વર્તમાન સર્વ શરીરમાં આપણા બધાનો જીવ એક હોવા છતાં જન્માન્તરના સુખ વગેરનું અનુસંધાન થતું નથી. ત્યાં અનુસંધાનના અભાવનું કારણ શોધીએ તો જીવ એક હોવા છતાં, વર્તમાન શરીરથી અતીત શરીર ભિન્ન છે તેમાં જેમ આપણને જન્માન્તરના સુખ વગેરેનું અનુસંધાન થતું નથી એમ કહેવું પડે છે

તેમ સર્વ શરીરમાં અવિદ્યામાં પ્રતિબિંબ રૂપ જીવ હોવા છતાં શરીર ભેદથી સુખ દુઃખની વ્યવસ્થા બને છે. તેથી જીવ એક હોવા છતાં બધાના શરીરના સુખ વગેરેનું અનુસંધાન થતું નથી.

આત્મા સિવાય બીજું કાંઈ ન હોવાથી જ્યારે મનમાં બીજાનું જ્ઞાન થશે ત્યારે આત્માનું અનુસંધાન રહેશે નહિ.

## ગુરૂની ખોટ–અને નવી શોધ

સારા ગુરૂ મળે તો કેટલો ફાયદો થાય તે હકીકત ઉપર ઘણા પ્રસંગોમાં જણાવવામાં આવી છે, પણ સારો ઉપદેશ સમજાવનાર ગુરૂ ન મળે તો કેવી દશા થાય તેનો નમુનો પણ હાલના કાળમાં મળી શકે છે.

હાલના કાળમાં લગભગ ૩૦ વર્ષ થયાં નીચે પ્રમાણે બે નવી શોધ થઈ છે.

૧. સાપેક્ષવાદ (Theory of Relativity).

૨. તરંગનાદ (Wave theory or quantum theory )

એ બન્ને શોધ માયાનું તત્વ સમજવા માટે ઘણી ઉપયોગી છે, છતાં તે બરાબર સમજાવનાર ગુરૂની ખોટ બધા દેશમાં છે. ઉપર ઉદ્ધવગીતામાં ભગવાને ઉદ્ધવજીને કહ્યું કે જ્યાં જ્યાં ભેદ પ્રત્યય છે ત્યાં ત્યાં બધો પુરૂષાર્થ નકામો જાય છે. ભેદ પ્રત્યય પડવાનું કારણ દેશ અને કાળ વાળી મળ્યા છે. તે માયાનું સ્વરૂપ પ્રો. આઇન્સ્ટાઈને ગણીતથી બહુ સારી રીતે સમજાવેલ છે પણ તે બરાબર સમજાવનાર માણસ મળતા નથી. એ વિષય બહુ અઘરો છે.

પોતાની જગ્યા દેહના અભિમાનથી ઉત્પન્ન થાય છે એ સમજવું સહેલું છે તેથી પોતાનો દેશ એ કલ્પિત વસ્તુ છે એ સમજવું સહેલું છે, પણ પોતાનો કાળ કલ્પિત છે એ સમજવું વધારે અઘરું છે. આપણને જે ઈતિહાસ ભણાવવામાં આવે છે તેમાં એક પ્રકારનો કાળ આવે છે એટલે કે ૧૯૨૦ પછી ૧૯૨૫ની સાલ આવે, પછી ૧૯૩૫–૧૯૪૦ અને ૧૯૪૫ની સાલ આવે, પણ સ્વપ્નામાં કાળ ફરી જાય છે, ઉંઘમાં ફરી જાય છે અને જાગ્રતમાં પણ જેવી લાગણી એવો કાળ રહે છે તેથી પ્રતીતિને અનુસાર અર્થ સત્તા છે, અર્થ સત્તાને અનુસારે કાળની પ્રતીતિ નથી. આપણા ચોવીસ કલાકનો દિવસ અને આપણા ૩૦ દિવસનો મહિનો અને બાર મહિનાનું વર્ષ એ આપણું શરીર પૃથ્વીની સાથે સૂર્યની આસપાસ ફરે છે તેથી જણાય છે. જો આપણે પૃથ્વીની સાથે ફરતા ન હોઈએ પણ સૂર્ય ઉપર અથવા ચંદ્ર ઉપર રહી શકીએ તો રાત્રી કે દિવસ જણાય નહિ અને બીજા ગ્રહ ઉપર હોઈએ તો ૫૦ કલાકનો દિવસ થાય અથવા ૫ કલાકનો દિવસ પણ થાય. તેથી કાળ એ સ્થાન ધર્મ છે. એ કોઈ વસ્તુનો ધર્મ નથી. એ બાબત જો આપણી કોલેજોમાં અને હાઈસ્કૂલોમાં ગણિતથી કોઈ ગુરૂ સમજાવી શકે તો આપણી ભૂગોળમાં અને આપણા ઈતિહાસમાં ઘણો ફેર પડી જાય પણ એવા ગુરૂની હાલમાં ઘણી ખોટ છે. દેશ અને કાળ જુદા પાડી શકાતા નથી એ બાબત હાલમાં ગણિતથી સિદ્ધ થયેલ છે પણ એ અઘરો વિષય કોણ સમજાવે !

સવાર ક્યારે પડે છે ? કોઈ કહે છે કે સૂર્ય ઊગે છે ત્યારે અને કોઇ છે કે જાગ્યા ત્યારથી સવાર એટલે જે માણસ જે વખતે જાગે તે વખતે તેની સવાર શરૂ થાય છે. તેવી જ

રીતે જે માણુસ જન્મે છે અને માણુસનું જગત સમજવા માંડે છે તે વખતે તેનું જગત શરૂ થાય છે, તેથી જેટલા જગતને જોવાવાળા છે તેટલાં જગત છે. કોંગ્રેસના નેતાઓને સરકારે જેલમાંથી છોડયા એ આપણા દેશના માણુસના જગતમાં મોટો બનાવ છે, છતાં ગામડામાં, ખેતરમાં કામ કરતી ડોશીઓના જ્ઞાનમાં એ બનાવ કદાચ આવતો નથી અથવા સમજાતો નથી અને નાની ઉંમરના બાળકો પણ એ બનાવ સમજી શકતા નથી. તેથી દરેક બનાવ સાપેક્ષ છે. તેનો આધાર જોનારાની દૃષ્ટિ ઉપર છે. માયાનું સ્વરૂપ જ એવું છે. તેથી જેવી માયા છે તેવી સમજવાની ટેવ પાડી હોય તો આત્મજ્ઞાનનો માર્ગ બહુ સરળ થઇ જાય. નહિતર બહુ ગોથાં ખાતાં પણ તત્ત્વ હાથ આવશે નહિ.

ન્યુસ પેપર વાંચવાની ટેવ પાડવાથી રોજ કાંઇક જાણુવાનું બાકી રહી જાય છે. આજે કાંઈક જે જાણ્યું તે ખોટી રીતે જાણ્યું તેથી કાલે ન્યુસપેપરમાં શું આવશે તે જાણુવાની ઇચ્છા રહે છે. કાલે ન્યુસપેપર વાંચ્યું તો પણ કંઈક નવું જાણુવાની ઈચ્છા ઊભી જ રહે છે. ઉપનિષદના જ્ઞાનનો સિદ્ધાંત એવો છે કે, એકને જાણુવાથી બધું સમજાઇ જાય છે. તે સમજાવે તેવા ગુરૂની બલિહારી છે. માણુસ શું જાણે છે અને શું નથી જાણુતો એ જાણુવું એ તેની પહેલી ફરજ છે.

સામાન્ય માણુસ પોતાને જાણુતો નથી.

પોતાને જાણુતો નથી. તેથી તેણે જે જાણ્યું તે બરાબર જાણ્યું નથી. એટલું જાણુવું એ મુશ્કેલ છે, તેથી તે માટે પુરુષાર્થની જરૂર છે. તેણે જાણ્યું તે કેવી રીતે જાણ્યું

તે જાણવાની જરૂર છે અને તેણે ન જાણ્યું એ જાણવાની પણ જરૂર છે, એટલું સમજાય ત્યારે જાણવાનું જાણી શકાય.

એક ગામમાં બધા આંધળા હોય અને બધા બહેરા હોય તો તે કામ કેવું છે એ કોણ કહી શકે અને કહે તો કોણ સાંભળી શકે ? અથવા એક ગામમાં એક માણસ હોય, એક ઘોડો હોય, એક વાંદરો, એક કૂતરો, એક ગધેડો, એક મોર અને એક પોપટ હોય અને બીજું કાંઇ ન હોય તો, તેમનો વ્યવહાર શી રીતે ચાલે અને એ બધામાં જવાબ દેવાની શક્તિ હોય અને તે દરેકને પૂછીએ કે તમને આ ગામ કેવું લાગે છે, તો કેવા ઉત્તર મળે ?

જેમ ગામ વિષે અનેક માન્યતા થઇ શકે છે તેમ કાળ વિશે પણ અનેક જાતની માન્યતા થઇ શકે છે. એક બ્રહ્માંડમાં માણસનું વર્ષ એ દેવનો દિવસ કહેવાય છે. માટે જે જ્યારે, જે પ્રકારે, જે પદાર્થની ભાવના કરે ત્યારે તે પ્રકારે તે પદાર્થને અનુભવે છે તેથી દૃષ્ટિકાળે સૃષ્ટિની પ્રતીતિ છે. એક જ કાળ વિશે સંસ્કારે કરીને કોઈને નિમેષનું જ્ઞાન થાય છે અને કોઇને કલ્પનું જ્ઞાન થાય છે, તે વિરૂદ્ધ નથી. જો નિમેષ વિષે ઘણા કલ્પની ભાવના થાય તો નિમેષ કલ્પ થાય છે અને જો કલ્પ વિષે નિમેષની ભાવના થાય તો, કલ્પ એ નિમેષ થાય છે, કારણ કે ભાવનાનો એવો સ્વભાવ છે. રાત્રી દુઃખીઆને કલ્પ જેવી જણાય છે અને સુખીઆને ક્ષણ જેવી જણાય છે.

હરિશ્ચંદ્ર રાજાને એક રાત્રીમાં બાર વર્ષનો અનુભવ થયો હતો. લવણે એક રાત્રિમાં સો વર્ષનું આયુષ્ય

ભોગવ્યું હતું. મન જેમ અસત્ મનોરાજ્યની કલ્પના કરવામાં સમર્થ છે તેમ ક્ષણમાં કલ્પ કરવામાં પણ સમર્થ છે. ક્ષણિક મોહથી અનાદિ અનંત કલ્પના વિસ્તારવાળું સંસાર નામનું મનોરાજ્ય થાય છે. મન ક્ષણને કલ્પ કરે છે એ અલ્પ આશ્ચર્ય છે, પણ મોટું આશ્ચર્ય તો એ છે કે અસત્‌ને સત્ કરે છે.

એક માણસને સ્વપ્નું આવ્યું. સ્વપ્નામાં તેણે એક હાથી દીઠો. તે હાથી ત્યાં ઘણા વખતથી છે અને હું તેને જોવા હમણાં આવ્યો એવી કલ્પના થઈ. હવે વિચાર કરીએ તો ત્યાં હાથીને રહેવાની જગ્યા નથી, હાથીને ઉત્પન્ન થવાનો કાળ નથી. તેને માટે જે સ્થિરતા માનેલી છે તે ખોટી છે, તેવી જ રીતે જાગ્રતમાં જે હાથીને આપણે જોયો તે તેનું શરીર એક વર્ષ પહેલાં નહોતું. એક દિવસ પહેલાં નહોતું, કારણ કે, શરીર ક્ષણે ક્ષણે ફરે છે, છતાં તે હાથીને અમુક વર્ષ થયાં એમ કહેવું એ ખોટી વાત છે, તેથી દૃષ્ટિકાળે સૃષ્ટિની પ્રતીતિ છે.

અમદાવાદમાં એક પાંચ વર્ષનો બાળક પાડોશમાં કોઈના વિવાહ જોઈ આવ્યો. તેને વિવાહ એટલો ગમી ગયો કે ઘેર આવીને કહ્યું કે હવે તો આપણે બધાને પરણાવશું. મારી બાને પરણાવશું, મારા બાપુને પરણાવશું, મારી મોટી ભાભુ( કે જે વિધવા હતી તે )ને પરણાવશું વગેરે. તે છોકરાની બા સુવાવડ કરવા ઈસ્પિતાલમાં જાય છે ત્યારે તે પાંચ વર્ષનો બાળક માને છે કે, મારી બા મારે માટે મારો ભાઈ ઇસ્પિતાલમાંથી લઇ આવી છે.

બાળકનું જગત જેમ વિચિત્ર છે; તેમ મોટા માણસનું જગત પણ બહુ વિચિત્ર છે પણ માણસની વચ્ચે

રહીને માણસની ભૂલની ખબર પડશે નહિ, તેથી ભૂલ બતાવવા માટે ગુરૂની જરૂર છે. જેણે માયાની ભૂલ કાઢી હોય તે જ બીજાની ભૂલ દૂર કરી શકે છે.

જે માણસો ત્રણ મહિના પહેલાં મરી ગયા તેમની કલ્પનામાં જર્મનીના પરાજયનો ઇતિહાસ નથી. તે એવા સંસ્કાર લઈને ગયા છે કે, હજુ જર્મનીની લડાઈ ચાલે છે. તે માણસો ૧૦૦ વર્ષ પછી અહીં પાછા આવે તો તેમને અહીં કોઈ ઓળખે નહિ. કારણ કે, હાલ જે તેનાં સગાં અને મિત્રો છે તે તે વખતે હશે નહિ. કોઈ માણસ ૫૦ વર્ષ પછી પોતે નાની ઉંમરમાં જોયેલા ગામમાં જાય તો ત્યાં પણ તેને કોઈ ઓળખે એવા રહેલા હોતા નથી.

સ્વપ્નાનો બાપ અને સ્વપ્નાનો દિકરો સાથે જ ઉત્પન્ન થાય છે. જાગ્રત અવસ્થાનો બાપ અને જાગ્રત અવસ્થાનો દિકરો પણ સાથે જ ઉત્પન્ન થાય છે. દિકરો થયા પહેલાં તેના બાપને કોઇ બાપ કહેતું નહોતું દિકરો થાય ત્યારે તેને બાપની પદવી મળે છે, પણ વ્યવહારમાં બાપ પહેલો અને દીકરો પછી થયો એમ માનવામાં આવે છે.

જેમ બાપ દિકરો એક સાથે થાય છે તેમ જીવ અને તેનું જગત પણ એક સાથે ઉત્પન્ન થાય છે. જગત પોતે કહેતું નથી કે પોતે કેવું છે, જ્યારે જગતને જોનારો આવે ત્યારે જોનારાની ભાવના પ્રમાણે જગત દેખાય છે, તેથી જ્યારે જગતની વાત કરીએ ત્યારે જેને જગત દેખાય છે તેની વાત પણ સાથે કરવી જોઈએ. તેની વાત પણ સાથે કરો એટલે તેનું જગત પ્રાતિભાસિક થશે. પ્રાતિભાસિક વસ્તુની સાચી ઉત્પત્તિ હોતી નથી, પણ પ્રતીતિકાળે

દેખાય છે, તેથી દષ્ટિકાળે સૃષ્ટિની પ્રતીતિ છે. એવું જ્ઞાન બરાબર સમજાય તો જણાશે કે, વાસ્તવમાં કાંઇ ઉત્પન્ન થયું નથી અને થતું નથી. જગતની ઉત્પતિ માટે કાળ જોઈએ. અને કાળ એ કોઈ સાચી વસ્તુ નથી એમ સાપેક્ષવાદથી હમણાં સિદ્ધ થયું છે. જગતને સ્થિર જાણુવાવાળો જીવ એક ભ્રમમાંથી બીજા ભ્રમમાં પડે છે, અને એક સ્વપ્નમાંથી બીજા સ્વપ્નમાં જાય છે. યોગ વસિષ્ઠમાં વસિષ્ઠ મુનિ રામચંદ્રજીને કહે છે કે, મેં જે જીગત જોયાં તે એવાં હતાં કે તેમાં કેટલાકમાં દિવસ અનેરાત્રી નહોતાં, ભૂતળથી રહિત હતા. કલ્પ, યુગ અને વર્ષોથી રહિત હતા. તેમનો ઉદય અને ક્ષય કેવળ તર્ક વડે જ જોવામાં આવતો હતો. તે સર્વે ચિદાત્મામાં રહેલા હતા.

સ્વપ્નામાં એવું ઘણું બને છે તેથી આશ્ચર્ય પામવાનું છે. જે ભ્રાંતિરૂપ હોય તેની ઉત્પતિ, સ્થિતિ કે નાશ બનતા નથી. આ જગતની શોભા પણુ એવી જ છે. ભ્રાંતિવાળી વસ્તુથી વ્યવહાર થઈ શકે છે એવી ખાત્રી સ્વપ્નાના અનુભવથી મળી શકે છે. ક્ષણુવારનું બ્રહ્મવિસ્મરણુ એ કલ્પકાળનું ચિત્ત કહેવાય છે, તેથી જ ગોપીઓ ગોપિકાગીતમાં ગાય છે કે त्रुटीर्युगायते त्वामपश्यताम् તમને [ ભગવાનને ન દેખતાં ] એક ક્ષણુ યુગ જેવી લાગે છે.

પણુ વ્યવહાર ચાલે છે અને વ્યવહારમાં ઘણા માણસોને એમ લાગે છે કે, જગતમાં સ્થિરતા છે. જગતને સ્થિતિ આપનાર સત્તાને શાસ્ત્રમાં વિષ્ણુ કહે છે. તેથી જગતના વ્યવહારને સાચો માનનાર વૈષ્ણુવ થાય છે. તેમને જગતનું પરમ સત્ય સમજવા માટે ભગવાનના અનુગ્રહની જરૂર પડે છે. એ અનુગ્રહ મળે છે ત્યારે વ્યાવહારિક જગત

પારમાર્થિક થાય છે. વ્યાવહારિક સત્તા માનનારા માયાને ત્રણ ગુણવાળી પ્રકૃતિ કહે છે. તે ભગવાનના અનુગ્રહથી જીતાય છે. જ્યારે દૃષ્ય અને દૃષ્ટા બંનેનો વિચાર કરવામાં આવે છે ત્યારે વ્યાવહારિક સત્તા પ્રાતિભાસિક થાય છે. એવા સંપ્રદાયવાળા માયાને "ઉપાધિ" નામ આપે છે. ઉપાધિ ત્રણ ગુણવાળી નથી પણ પ્રાતિભાસિક છે. પ્રાતિભાસિક વસ્તુ જ્ઞાત થાય ત્યારે જ અર્થકારી થાય છે. અજ્ઞાત રજ્જુ-સર્પ કોઈને બીક આપતો નથી. વળી જે દશામાં ભૂલ છે તે દશામાં રહીને તે ભૂલની ખબર પડતી નથી. એ માયાનું સ્વરૂપ છે. તેથી જેમ સ્વપ્ન વખતે સ્વપ્નાનો વ્યવહાર સાચો છે તેમ જાગ્રત વખતે જાગ્રતનો વ્યવહાર સાચો લાગશે. છતાં બીજી દશામાં એટલે બ્રહ્મદશામાં આવીને જાગ્રતનો વ્યવહાર જોતાં તે સ્વપ્ન જેવો લાગશે. બ્રહ્મદશામાં અદ્વૈત ભાવ છે, એકતા સિદ્ધ છે ત્યાં કોઈને ભિન્ન જોઈ શકાતું નથી. ભિન્ન સત્તાનો અભાવ છે. એવું કાંઈ માણસના જાગ્રતમાં નથી, તેથી જાગ્રત પણ બ્રહ્મ દૃષ્ટિએ સ્વપ્ન જેવું છે.

સંકલ્પથી દેશ અને કાળને સત્તા મળે છે. અલ્પ દેશ અને કાળ વિશે મનની વિપુલતાથી દેશકાળ વિપુલ થાય છે અને તુચ્છ વિષયને મન શ્રેષ્ઠ માને તો તેમાં અતિ પ્રીતિ જોવામાં આવે છે, તેથી જેવી દૃષ્ટી તેવી સૃષ્ટી છે. કોઈ માણસ ન્યુસપેપર વાંચે નહિ તો તેની કલ્પનામાં તેટલું જગત નથી. જગત રચવાથી ભગવાન પૂર્ણ થતા હોય તો જગત થયા પહેલાં ભગવાન અપૂર્ણ હોવા જોઈએ. ખરી રીતે પૂર્ણથી પૂર્ણ રહે છે. કાળ વસ્તુ ધર્મથી શૂન્ય છે. બુદ્ધિની વૃત્તિની ઉત્પત્તિ અને

વૃત્તિનો નાશ પ્રતીત થાય છે. ઘટાકારવૃત્તિની ઉત્પત્તિ અને તે વૃત્તિનો નાશ થાય છે. તે માણસનું માપ છે. તે માપ અથવા પ્રમાણ પોતે કાળ ધર્મવાળું હોવાથી બીજામાં કાળ દેખે છે. સ્વતઃ આત્મજ્ઞાનમાં ઉત્પત્તિ કે વિનાશ નથી.

બ્રહ્મથી ભિન્ન કોઈ વસ્તુ નથી, તેથી દેશ અને કાળ નિત્ય નથી. એક અખંડ બ્રહ્મમાં કાર્યકારણ ભાવ અને કાળની ઉત્પત્તિ અજ્ઞાન સિવાય બનતી નથી.

જ્ઞાન થયા પહેલાં જેવો સંસારી ભાવ હોય તેવો જ ભાવ જ્ઞાન થયા પછી રહે તો જ્ઞાન થયું નથી. તેણે બ્રહ્માત્મભાવ પ્રાપ્ત કરેલ નથી. જ્ઞાન પ્રત્યક્ષ ફળ આપે છે. આત્મામાં ત્રણે કાળે અહંકાર વગેરે ન હોવાથી પરમાર્થથી તેની નિવૃત્તિ બનતી નથી. તેથી નિવૃત્તની નિવૃત્તિ છે. અવિદ્યાનો નાશ એ જ માત્ર ફળ છે. તે માટે ગુરૂની જરૂર છે. જેની વિદ્યા નાશ પામી હોય તેવા ગુરૂ જ ઉપયોગી થઇ શકે છે. ગુરૂનો મહિમા શ્રી જ્ઞાનેશ્વર મહારાજે પોતાની ગીતા ઉપરની ટીકામાં ખૂબ ગાયેલ છે. આ નાના પુસ્તકમાં તે બાબત વધારે લખી શકાય તેમ નથી. તેથી એક વર્ષ પહેલાં ગુરૂપૂર્ણિમાના ઉત્સવ વખતે આપેલ વ્યાખ્યાનનો સારમાત્ર અહીં આપવામાં આવેલ છે.



# જીજ્ઞાસુને બોધ

## (કેટલાક જીજ્ઞાસુઓને લખેલા પત્રો)

### ૧

બધો આધાર આપણા એકની દૃષ્ટિ ઉપર છે. બીજા સંસારને કેવી રીતે જુએ છે તે વિચાર બહુ કામનો નથી. ભગવાને સંસારમાં ચાર પ્રકારનાં સુખ મૂક્યાં છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, અને જેને જે ગમે તે લેવાની છૂટ આપી છે. તેથી આપણે માત્ર આપણી જ દૃષ્ટિ ઠીક કરવાની છે. એ દૃષ્ટિ ઠીક થશે તો આખા વિશ્વને જીતી શકાશે. તેમાં ભગવાનનો અનુગ્રહ, ગુરૂકૃપા, શાસ્ત્ર-કૃપા વગેરે મદદરૂપ થાય છે, પણ ખરું કામ તો તમારે જ કરવાનું છે. તમારે જગતમાંથી જે જોઈએ તે લેવાની ભગવાને છૂટ આપી છે પણ સ્વભાવ સુધારી કાયમનું સુખ લેવું એ ખરો પુરુષાર્થ છે. તેમાં પહેલાં બહુ અઘરું લાગશે. ભગવાન ગીતાના ૧૮ મા અધ્યાયમાં કહે છે કે, સાત્વિક સુખ મેળવવાના સાધન કરવામાં પહેલાં ઝેર જેવું લાગે છે, પણ પાછળથી તેમાંથી અમૃત નીકળે છે તેથી જે માણસ શરૂઆતની મુશ્કેલીઓ સહન કરે છે તે જ આગળ વધી શકે છે. જે સુખ શરૂઆતમાં અમૃત જેવું લાગે પણ પાછળથી ઝેર જેવું લાગે તેવા ઇંદ્રિયોના સુખને રાજસ સુખ કહેલ છે, માટે ધીરે ધીરે આગળ પ્રગતિ કરતા રહેવું. તેમાં ઉતાવળ કરવી નહિ, તેમજ આળસ પણ કરવી નહિ. ખંત રાખી સાચી દિશા ન ભૂલાય તો અંતે સાચું અને સારું ફળ મળ્યા વગર રહેશે નહિ.

૨

વ્યવહાર દ્વૈતની ભાવનાથી ભરેલો છે અને ભગવાનનો કે આત્માનો વિચાર કરતાં અદ્વૈત સિદ્ધ થાય છે, તેથી એ બન્ને પ્રકારના જીવન વચ્ચે કેટલોક વખત ચડઉતર થયા કરશે અને મુશ્કેલીઓ આવ્યા કરશે, પણ લક્ષ્ય ચૂકવું નહિ. તમારા ઘરની ગાય હોય અથવા તમારા ઘરનો કૂતરો હોય, તે તમારા ઘરની વાતો સાથે સંબંધ રાખતા નથી, તેવી જ રીતે બીજા માણસોની વાતો તેમની દૃષ્ટિએ સાચી હોય છતાં તત્વ દૃષ્ટિએ ખોટી પણ હોય છે. માયાની એવી રમત છે. મનને સાચવવા જતાં શરીરના સુખ માટે કેટલીક અગવડ ભોગવવી પડશે. ઘણાને એવી અગવડો નડે છે, છતાં પુરુષાર્થથી આગળ વધવાનું છે. આપણે શું જોઇએ છે અને શું કરવાનું છે તે તરફ લક્ષ રાખવું.

૩

મુંબઇ જેવા શહેરોની અતિશય પ્રવૃત્તિમાં આત્મભાવ જાગ્રત રાખવો બહુ મુશ્કેલ છે. બધે પરમાત્માને જોવા એ સર્વાત્મભાવ છે, પણ અસંગ ભાવ કેળવ્યા વગર સર્વાત્મભાવ કેળવી શકાતો નથી. જેને કોઈ બાબતમાં સંગ અથવા આસક્તિ રહેલા હોય છે તે સર્વાત્મભાવ કેળવી શકતા નથી. જ્યાં ઘણાનો સંગ થાય છે ત્યાં બીજાની દૃષ્ટિમાં ચિત્ત ચાલ્યું જાય છે અને તે વખતે પોતાની દષ્ટિ બરાબર રાખી શકાતી નથી તેથી જ સાધુઓ એકાંતમાં રહેવાનું પસંદ કરે છે. એકાંતમાં રહી આત્મભાવ જાગ્રત કરેલ હોય તો પછી થોડા માણસનો સંગ થાય તો તે વખતે બધાને ભગવદ્ રૂપે જોઇ શકાય છે પણ જ્યાં ઘણો વખત અનાત્માની વાતોમાં જતો હોય ત્યાં આત્મભાવ સ્થિર રાખી શકાતો નથી.

૪

જે ભગવાનનું સ્વરૂપ છે તે જ દરેક જીવનું સાચું સ્વરૂપ છે. તે ભક્તિ, જ્ઞાન. અને વૈરાગ્યથી ઓળખી લેવું એ જ ખરો પુરુષાર્થ છે. તેમાં ચડતી પડતી આવ્યા કરે તેથી પુરુશાર્થ મંદ કરવાનો નથી. વાસ્તવમાં આત્મા કોઇથી દબાતો નથી એ યાદ રાખી આત્મસ્મરણ વધારતા જવું.

"તે કોણ?" ના પુસ્તકમાં અધિકારભેદે બે માર્ગ બતાવેલા છે. એક જ વ્યક્તિને એક સાથે બન્ને માર્ગ ફાવશે નહિ. જેનામાં વૈરાગ્ય વધારે હોય તેને માટે જ્ઞાન-માર્ગ છે. વૈરાગ્ય જેનામાં ઓછો હોય તેમને માટે ભક્તિમાર્ગ છે.

વ્યવહારની મુશ્કેલીઓ સૌને નડે છે; કારણ કે, પરમાર્થમાં એટલે એક અદ્વૈતભાવમાં દાખલ થવાનું છે અને વ્યવહાર દ્વૈત ભાવવાળો હોય છે તેથી વ્યવહાર બહુ વધી ન જાય તેની સંભાળ રાખવી જોઇએ અને નકામા કામ અને નકામી વાતો ઓછી કરીને વ્યવહાર બને તેટલો ઓછો કરવો. જ્ઞાન થયા પછી અલ્પ વ્યવહાર નડતો નથી. જ્ઞાન થયા પહેલાં પણ નકામો વ્યવહાર ઓછો થઈ શકે છે. તેથી નકામી વાતો ઉપર અને નકામા વિચાર ઉપર ચોકી રાખવી જોઇએ.

૫

મુંબઇનું જીવન બહુ પ્રવૃત્તિમય છે અને સારા વિચાર ટકવા દે તેવું નથી.

અહંકારને કાઢવા માટે નીચે પ્રમાણે બે રીત છેઃ—

૧. વેદાન્તના વિચારથી કાઢી શકાય પણ તેમાં બહુ વૈરાગ્ય જોઇએ.

૨. ભક્તિથી અને શરણુભાવથી પણુ કાઢી શકાય. શરણુાગતિ નીચે પ્રમાણે ૬ પ્રકારની છે:—

૧. ભક્તિને અનુકૂળ સંકલ્પ કરવા.

૨. ભક્તિને પ્રતિકૂળ સંકલ્પનો ત્યાગ કરવો.

૩. ભગવાન મારું રક્ષણુ કરશે એવો વિશ્વાસ રાખવો.

૪. ભગવાનને પોતાના કરવા.

૫. આત્મસમર્પણુ.

૬. કૃપણુતા અથવા કુટીલતાનો ત્યાગ.

જે ધર્મબાધ થઈ જાય તે ભગવાનમાં ન રહે. ભગવાન નિત્ય હોવાથી તેમાં જે ધર્મ નિત્ય હોય તે જ રહે. માયા એટલે ખોટું પ્રમાણુ. તે ગ્રહણુ કરનારને ખોટો પ્રમાતા કહે છે અને તેનાથી જે જાણુવામાં આવે છે તે ખોટું પ્રમેય કહેવાય છે. એ ત્રણે સ્વપ્નામાં નવા ઉત્પન્ન થાય છે અને જાગ્રત થતાં જતા રહે છે તેમ જાગૃતમાં પણુ એ ત્રણુ રોજ નવા ઉત્પન્ન થાય છે અને બ્રહ્મજ્ઞાન થતાં જતા રહે છે, તેથી ભૂલ અથવા માયાનો વિચાર કરવામાં માયાનો અથવા ભૂલનો ધણી કોણુ છે? તેનો પણુ વિચાર કરવો પડે છે. તે ખોટો પ્રમાતા છે. એવો પ્રમાતા કયાંથી આવ્યો? એ વિચારની સાથે તેનું પ્રમાણુ કયાંથી આવ્યું તેનો વિચાર લેવો પડે છે.

આ વિચારપદ્ધતિ જો ફાવી જાય તો બધા પ્રશ્નોના ઉત્તર તમારી અંદર મળી જશે. કાગળ દ્વારા પુરું સમજાવી શકાતું નથી. ભક્તિમાર્ગની ભૂમિકા સાધારણુ રીતે નીચે પ્રમાણે છે:—

૧. પૂજામાં આસક્તિ. ૨. ભગવાનના ગુણુ સાંભળી તેનું મનન કરવું. ૩. શરણુાગતિ. ૪. તન્મયતા. ૫. અસંગપણું. ૬. નિષ્ઠા. ૭. સર્વાત્મભાવ અને આનંદ.

૬

આધ્યાત્મિક પ્રગતિમાં સ્ત્રીની જરૂર હોય તેવું માની શકાય નહિ, પણ બન્ને ધારે તો ભક્તિમાં સાથે આગળ વધી શકે છે. એકાંતમાં મળવાનો વખત આવે ત્યારે માત્ર ભગવદ્ ચર્ચા જ કરવી, અને બ્રહ્મચર્ય પાળવું. એટલા નિયમ પાળ્યા વગર સ્ત્રી સાથે રહીને આધ્યાત્મિક પ્રગતિ થઈ શકતી નથી. બ્રહ્મચર્ય ન હોય તો દેહનું અભિમાન બહુ વધી જાય છે અને તે આધ્યાત્મિક પ્રગતિમાં મોટું વિઘ્ન ઉત્પન્ન કરે છે.

૭

ગીતામાં એક અવસ્થાનો વિચાર છે એટલે કે માત્ર જાગ્રત અવસ્થાના અનુભવનો વિચાર છે. ત્યાં પ્રકૃતિ સાચી માનેલી છે. તે ત્રણ ગુણવાળી છે, છતાં આત્મા તેનાથી અસંગ અને મુક્ત છે એ પણ સમજાવેલું છે. પુરુષોત્તમ પ્રકૃતિને અન્વય ભાવે પોતાની બનાવી લે છે તે દશામાં દ્વૈત નથી. તે સત્ છે. બીજું અસત્ છે કે જે સત્ જેવું દેખાય છે.

ત્રણ અવસ્થાના વિચારમાં પ્રકૃતિ રહેતી નથી. એવા શ્લોક ગીતામાં ફક્ત બે ત્રણ ઠેકાણે છે. ગીતામાં વૈરાગ્યનું જોર ભાગવતના જેટલું નથી, કારણ કે ત્યાં અર્જુન પાસે કામ કરાવવાનું છે. કર્મ કરતાં કર્મનું બંધન કેમ ન લાગે એ બતાવવામાં ગીતાનું તાત્પર્ય છે. ત્યાં સાથે સાથે જ્ઞાન અને ભક્તિ પણ છે.

ગીતામાં ક્રિયા દ્વારા અદ્વૈતમાં કેમ અવાય તે બતાવેલું છે. તે સિદ્ધાંત પ્રમાણે જીવ જો પોતાના બધા

કર્મ ભગવાનને અર્પણ કરતો જાય તો ક્રિયાવાળું અદ્વૈત અનુભવમાં આવે. જ્ઞાનદૃષ્ટિએ આત્મા અકર્તા છે એ રીતે પણ કર્મના બંધનથી છૂટી શકાય છે. પહેલી રીત ભક્તિમાર્ગવાળા માટે છે, બીજી જ્ઞાનમાર્ગવાળા માટે છે.

દ્યૂત રમનારાનું છળ વગેરે હું છું, એવું ભગવાન કહે છે ત્યાં અસત્ય કે છળ કે એવું ભગવાનમાં છે એવું દેખાડવાનું તાત્પર્ય નથી પણ બધું એક સત્તાથી ચાલે છે એ બતાવવાનું તાત્પર્ય છે. માણસના શરીરની ઉપરનો ભાગ સુંદર છે અને નીચેના ભાગમાં ગટર વગેરે છે છતાં ગટર ભગવાને શા માટે બનાવી? એ પ્રશ્ન ખોટો છે. ગટરની પણ જરૂર છે છતાં બધું એક સાથે જોવાની ટેવ પાડવી જોઇએ. જુદું જોઇએ ત્યારે કાંઈક ખરાબ લાગે છે. કોઈ માણસની આંગળી કાપીને જુદી જોઇએ તો ખરાબ લાગે છે. કોઈ પણ રીતે બધું એકમાં સમાવી લેવું એટલે એક જ છે, હતું અને રહેશે. તેથી ભિન્ન દૃષ્ટિનો ત્યાગ કરવાનો છે. સાધારણ માણસોને તે અઘરું લાગે છે. સારું કર્યું ત્યારે તે કહે છે કે મેં કર્યું અને કાંઈ ખરાબ થયું ત્યારે કહે છે કે ભગવાને કર્યું એવી ખોટી દશા સાધારણ માણસોના જીવનમાં ઉત્પન્ન થાય છે. કર્મમાં અહંભાવ એ બંધનકારક છે. તે છોડાવવા માટે ગીતાનો ઉપદેશ છે.

૮

સાકાર મૂર્તિનાં જેને દર્શન થાય છે તેને માટે કલ્પિત શબ્દ વાપરવાના બદલે સાપેક્ષ શબ્દ વધારે સારો છે. જગત કહેતું નથી કે પોતે કેવું છે તેથી જીવની કલ્પના પ્રમાણે દેખાય છે. પણ ભગવાનમાં બે શક્તિ છે. (૧) નિર્ગુણરૂપે રહેવાની અને (૨) સગુણરૂપે દર્શન આપવાની.

સગુણરૂપે ભગવાન દર્શન આપે તે શરૂઆતવાળાને માટે ઠીક છે.પછી એ જ દિશામાં જે આગળ વધે છે તે ભગવાનને બધામાં અને બધા ભગવાનમાં જોઈ શકે છે. એ ભક્તિમાર્ગમાં ઊંચી દશા છે.

જ્ઞાનયોગમાં સ્વપ્નાની પેઠે જગત સાચું નથી. ત્યાં જગત, જગતને જોનારો અને દૃષ્ટિ બધું અભિન્ન થઈ જાય છે. દૃષ્ટા–દૃશ્ય–દર્શનની ત્રિપુટી રહેતી નથી. ભક્તિ-માર્ગમાં દૃષ્ટા–દૃશ્ય રહે છે અને તે બધા ભગવાનના રૂપ લાગે છે. યોગવસિષ્ઠમાં જ્ઞાનનો માર્ગ છે. જ્ઞાનમાર્ગમાં ત્રણ અવસ્થાનો વિચાર આવે છે. ભક્તિમાર્ગમાં એક જાગ્રત અવસ્થાનો વિચાર છે.

બ્હેનને જે અનુભવ થાય છે તે તેને માટે સાપેક્ષ છે. તે તેમની ભાવના પ્રમાણે છે. તે શરૂઆત માટે ઠીક છે. તેને આગળ વધવું હોય તો બધામાં ભગવાન અને ભગવાનમાં બધા એ સ્થિતિ સુધી પ્હોંચવું જોઇએ. ભગવાનના દર્શન કલ્પિત નથી પણ સાપેક્ષ છે એટલે ભક્તની ભાવનાની અપેક્ષાએ જણાય છે. સાપેક્ષ ભાવમાં રસ ઉત્પન્ન થાય છે. નિરપેક્ષમાં (નિર્ગુણમાં) રસ ઉત્પન્ન થતો નથી. તે રસરૂપ છે. જે રસ ઉત્પન્ન થાય તેમાં વિયોગનો સંભવ છે. જે રસરૂપ છે તેમાં વિયોગ થતો નથી.

૯

જ્ઞાન થયા પહેલાં મનને જે છૂટ આપી હોય તે એવી ઘર કરી ગયેલ હોય છે કે તરત દૂર થતી નથી. તેથી પ્રારબ્ધનો વેગ રહેશે પણ મનના સંકલ્પથી જે વસ્તુ જણાય તેમાં સત્યત્વ બુદ્ધિ ન થઈ જાય તો બીકનું કારણ

નથી. તે વેગ ઓછો થઈ જશે પણ મનની કલ્પનાની વસ્તુ સાચી લાગશે તો મનને રોકવું મુશ્કેલ પડશે.

તમારા ઘરમાં તમારી ગાય બાંધેલી હોય છે. તે તમારા ઘરમાં તમારી સાથે રહે છે છતાં તમારી વાતો સાથે સંબંધ રાખતી નથી તેથી તમારા ઘરની તેને ફીકર નથી. તેમ મન બધાની સાથે રહે છતાં માણસોની ક્ષણિક વાતો સાચી ન માને તો તે મનને વાળવું સહેલું છે. કાચબાની પીઠ ઉપર તરવારનો ઘા પડે તો તરવાર ભાંગી જાય પણ કાચબાને ઊંધો પાડી મારો તો સોયથી મરી જાય એવો પોચો હોય છે, તેવી જ રીતે મનને સત્સંગમાં રાખીને અભ્યાસ અને વૈરાગ્યની મદદથી મારવું એ સહેલું છે પણ પ્રપંચમાં ઘુસાડીને મારવું એ મુશ્કેલ છે. માટે ફૂરસદનો બધો વખત સત્સંગમાં ગાળવો, કુટુંબનાં માણસો સાથે અને મિત્રો સાથે સત્સંગની વાતો જ કરવી અને વૈરાગ્ય કેળવવો. એક દિવસ જે બધું ભૂલવું પડશે તેને ભૂલવાળી ટેવ પાડવી, એટલે જૂના સંસ્કારનું જોર નરમ પડતું જશે. વળી ત્રણ ચાર મહિને પોતાની પ્રકૃતિની પરીક્ષા કરવી. ઇંગ્લાંડ અને જર્મનીની લડાઇ જેવું છે. ઇંગ્લાંડ હારે છે તો એ લડે છે તેમ આપણને મન ગભરાવે તોએ લડવું અને વારંવાર લડવું.

ભગવાન તો મદદ આપવા તૈયાર છે. કામ ક્રોધના પ્રસંગ આવે તે પહેલાં પ્રાર્થના કરી લેવી એટલે કર્મની શરૂઆત સુધરી જશે અને કર્મ પુરા થયા પછી તેના ફળની ચિંતા છોડવી. બધું ભગવાનનું છે. આપણે પણ તેના છીએ. એ ભાવનું સુખ લેવું. બીજું જુદું સુખ ન લેવું. તેના સિવાય બીજું કાંઈ રહેતું નથી. અહીં

હરદ્વારમાં મારી પાસે ગંગા નિરંતર વહે છે તેમ ભક્તિને વહેવા દેવી એટલે જે ભગવાન પાસે છે તે પાસે લાગશે.

પછી મનની ફીકર નથી. સામેના ઝાડ ઉપર વાંદરા ગમે તેટલા ચાળા કરે તેમાં આપણે શું ? મનના ખોટા સંકલ્પો તરફ લક્ષ ન રાખીએ તો તે થાકી જશે. પણ તેવા વિચારમાં રસ લઇએ તો આપણને દબાવી દેશે. તેમાં રસ ન આવે તો જૂના સંસ્કાર જૂના થઇ જશે.

૧૦

જે ધાર્મિક વાંચન થાય તેનું મનન કરવું અને પછી તરત ધ્યાન કરી જોવું. ધ્યાનમાં કાંઇ વિઘ્ન જણાય તો તેનું કારણ દૂર કરવું. એમ કરતાં જણાશે કે વિઘ્નનું કારણ માત્ર એક જ છે અને તે કલ્પિત અવિદ્યા છે. કલ્પિત અવિદ્યાથી સાચું દ્વૈત ઉત્પન્ન થાય નહિ અને એવી અવિદ્યા વિદ્યાના જોરથી એટલે આત્મજ્ઞાનના જોરથી દૂર થઇ શકે છે.

૧૧

બધું મળીને એક છે, અદ્વૈત છે, બે નથી, એવો નિશ્ચય પાકો રાખવો એટલે હવે પછી એવી નોકરી મળશે કે એ ભાવ સદા જાગ્રત રહે. આપણે જે કામને લાયક થઇએ છીએ તેવું કામ મળે છે. અદ્વૈતને લાયક થયા તો તેવું જ કામ મળવાનું. પ્રારબ્ધ યોગે દ્વૈતની વાતો આવ્યા કરશે પણ નોળીઓ જેમ નોળવેલ સુંઘીને સર્પનું ઝેર ઉતારી નાંખે છે તેમને માયાનું ઝેર સત્સંગથી ઉતારી નાંખવું. સારું સ્વપ્નું કે ખરાબ સ્વપ્નું આવે તે બધું સરખું છે. સ્વપ્નામાં પહેલાં હાથી દેખાય કે પહેલાં ઘોડો દેખાય તે સરખું જ છે. સૌ પોતાના સ્વપ્નામાં છે, બધામાં એક જોવાવાળો જાગે છે, या निशा सर्वभूतानाम्........

નોકરીના વખત બાદ બધો વખત આપણો છે. આપણે ધારીએ તેવો તેનો ઉપયોગ કરીએ તેવું છે. એક વસ્તુ છે એવું નક્કી થયું એટલે પછી એમ લાગશે કે કાંઈ બનતું નથી અને બગડતું નથી. જગતના પિતા અને માતા એક છે. તેના ઉપર બધી જવાબદારી છે. આપણી જવાબદારી તેને શરણ રહેવામાં છે. તેને જે કામ કરાવવું હશે તે કરાવશે. તે તેનું કામ થશે. પહેલાં પણ બધું તેનું જ હતું. ભૂલથી આપણું માન્યું હતું. ભૂલ નીકળી જાય તો પહેલાં જેમ ઘટાકાશ મહાકાશરૂપ હતું તેમ તે જ છે એમ લાગશે અને તે જ રહેશે.

## ૧૨

ખરું સ્વરૂપ તમારી પાસે છે. તેથી ધીરે ધીરે ત્યાંથી જ્ઞાન અને આનંદ મેળવવાની ટેવ પાડવી. મળી શકે તેવું છે. ફક્ત તેની સન્મુખ થતાં આવડવું જોઈએ. જેને પોતાના કરીએ છીએ તેની સાથે વ્યવહાર થઈ શકે છે. તે જ પ્રમાણે આત્માને પોતાનો કર્યો હોય તો તેની સાથે વ્યવહાર થઈ શકે છે અને પછી તે ભાવ વ્યવહારમાં અને પરમાર્થમાં કામ લાગે છે.

શરીર છે ત્યાં સુધી કર્મ તો રહે છે. આત્મભાવે કર્મ કરવામાં શરૂઆતમાં વિઘ્નો આવશે પણ અંતે તેનાથી આત્માની જાગ્રતિ સારી રહેશે.

કોઈપણ રીતે ધીરે ધીરે ભેદ બુદ્ધિને જીતવાની છે. ગીતાના ૧૩મા અધ્યાયમાં ભગવાન કહે છે કે:—

यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।
तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥

પ્રથક જેવા દેખાતા ભાવ એકમાં એકની સત્તાથી રહેલા છે, તેનો જ આ બધો વિસ્તાર છે. એવું જ્ઞાન દૃઢ થઈ જાય ત્યારે બ્રહ્મપ્રાપ્તિ છે. એ દશામાં વહેલા મોડું પહોંચવું પડશે. જેટલું વહેલું સિદ્ધ થાય તેટલી મહેનત પાછળથી ઓછી પડે. અનેક નડતા નથી પણ અનેકનું જ્ઞાન નડે છે. જ્યાં અનેક નથી ત્યાં અનેકનું જ્ઞાન (સ્વપ્નાની માફક) અનેકને ઊભા કરે છે અને ગજબના ગોટાળામાં નાંખે છે, માટે સાવધ રહીને અગવડો ભોગવીને પણ અદ્વૈતજ્ઞાન પાકું કરી લેવું.

## ૧૩

બોધ પ્રમાણે જીવન ઘડવું જોઇએ. તેમ ન કરીએ તો જીવન પ્રમાણે બોધ થઇ જાય છે. બોધ પ્રમાણે જીવન ઘડવામાં પહેલાં મુશ્કેલી લાગે છે પણ ધીરે ધીરે નવી ટેવ પડી જાય એટલે પછી મુશ્કેલી જેવું લાગશે નહિ. વ્યવહારમાં પણ બધું એક શક્તિથી ચાલે છે એવી દૃઢતા રાખી, હર્ષ અને શોકના પ્રસંગોમાં સમતા રાખવી અને ફૂરસદને વખતે એ બધું ભૂલીને પરમાત્મામાં મન લગાવી એકાગ્રતાની ટેવ પાડવી. તે વખતે જે આત્માનો અનુભવ થાય તે જ સર્વ જગ્યાએ હોવાથી, તમે જ સર્વ જગ્યાએ છો અથવા પરમાત્મા એક જ છે અને બીજું કાંઇ નથી એવી ભાવના દૃઢ રાખીને જીવન તે ભાવનાને અનુસાર કરી લેવું એટલે રોજ આનંદ જ આનંદ રહેશે.

## ૧૪

માતાજીને સાચા સ્વરૂપે જાણી લેવા. **या देवी सर्वभूतेषु** વગેરે મંત્રોમાં આપેલ ભાવે માતાજીને લઇ લેવા, એટલે તેને પરિણામે ઉપનિષદમાં કહેલ **पूर्णमदः पूर्णमिदम्** જ રહેશે.

વૃત્તિઓ આત્માકાર થવા લાગે તે સારું છે. છતાં તેમ ન થાય તો સમુદ્રના મોજાંની માફક અથવા સોનાના ઘાટની માફક અથવા રેડીઓમાં સંભળાતા એક જ તેજના અવાજની માફક અદ્વૈતભાવે ગ્રહણ કરવાથી ચિત્તમાં શાંતિ આવવા લાગશે.

## ૧૫

પુરુષ તરફ એટલે આત્મા તરફ વળવું એ જ પુરુષાર્થ છે.

બધું પ્રારબ્ધને આધીન હોય તો આયુર્વેદ અને ધર્મશાસ્ત્ર નકામા થઈ પડે માટે પ્રારબ્ધ કે પુરુષાર્થ માણસની બુદ્ધિથી નક્કી કરવાના નથી. માણસની બુદ્ધિ પાગલ છે તેથી શાસ્ત્ર પ્રમાણ તરીકે લેવું જોઇએ. શાસ્ત્ર એટલે અનુભવીની વાણી. તેવી વાણી ગીતા, ઉપનિષદ વગેરેમાં સ્પષ્ટ છે. જેમ વકીલાત શીખવા માટે પાસ થયેલ વકીલ કે જે પ્રોફેસર તરીકે કામ કરતા હોય તેની વાણીમાં શ્રદ્ધા રાખીને જ આગળ વધી શકાય છે તેમ આત્માનો અનુભવ જેમણે લીધો હોય તેમણે જેટલો પુરુષાર્થ કરવાનું કહેલ હોય તેટલો પુરુષાર્થ કરવો જ જોઇએ. માટે શાસ્ત્રીય પુરુષાર્થથી પ્રારબ્ધ તુટે છે. જૂના સંસ્કારો જૂનો ભાવ ઉત્પન્ન કરશે, તેટલું પ્રારબ્ધનું જોર સમજવું પણ તેવું કર્મ ફરીથી ન થાય તેવું બળ પ્રાપ્ત કરવું. એ બળ જુના સંસ્કારમાંથી આવતું નથી પણ જે આત્માની શક્તિ પ્રાપ્ત છે તેનો ઉપયોગ કરવાથી આવે છે. શરુઆતમાં આપણા હ્રદયમાં રહેલો આત્મા જાણે કે કોઈ પરદેશી માણસ હોય એવું લાગશે, પછી તેની સત્તાનો અનુભવ થશે એટલે તે અનુભવ પ્રારબ્ધની સત્તાને દબાવશે. છેવટે માત્ર આત્માની એકની જ સત્તા સાચી છે એમ લાગશે અને માયામાં કે પ્રારબ્ધમાં

કાંઈ સત્તા નથી એમ લાગશે. પણ જ્યાં સુધી આત્માની સત્તાની ખબર નથી ત્યાંસુધી માત્ર પ્રારબ્ધની સત્તા જાણે કે સાચી હોય એમ લાગ્યા કરશે. એ સત્તાને આત્માની સત્તાથી તોડવી એ પુરુષાર્થ છે. પુરુષની સત્તાથી રહેવું એ પુરુષાર્થ છે. પ્રકૃતિ પુરુષની લડાઇ સૌને વહેલી મોડી કરવી પડે છે અને કરવી પડશે.

આત્માને શરણે જવાથી પ્રારબ્ધની સત્તા મંદ પડે છે પણ આત્માની શક્તિનું જ્ઞાન રાખીને રહેવું જોઈએ. તેમ કરવાથી નવી શક્તિ ઉત્પન્ન થશે. શરણાગતિ એ Negative સાધન છે,જ્ઞાન એ Positive સાધન છે. Positive સાધન લેવું એ આત્મકૃપા છે. એ થઇ એટલે ઇશ્વરકૃપા અને ગુરૂકૃપા તરત મળે છે. તેથી જ બ્રહ્મસૂત્રમાં પહેલું સૂત્ર બ્રહ્મજીજ્ઞાસાનું છે. તેને માટે દર્દ થવું જોઈએ. તરફડાટ, દૃઢતા, તત્પરતા, અનન્યતા વગેરે મદદમાં રહેવાં જોઈએ.

નવી શક્તિ આવશે ત્યારે પ્રારબ્ધમાં સત્તા લાગશે નહિ, જુની ભૂલોના સંસ્કારો જોર કરશે નહિ અથવા તેને જીતવાની શક્તિ આવશે. નવી શક્તિ પોતાનું પ્રમાણ લઈને આવે છે. તેનો પરિચય તે પોતે જ આપશે. બીજું પ્રમાણ માનીએ તો દ્વૈત ઉત્પન્ન થાય.

૧૬

માયા એ કોઈ સાચી વસ્તુ ન હોવાથી તેને ધોકો મારીને કાઢવાની નથી. જેટલું સ્વરૂપમાં રહી શકાય તેના પ્રમાણમાં માયા જણાતી નથી તેથી વિદ્યાની પ્રાપ્તિ એજ અવિદ્યાની નિવૃત્તિ છે. જે માયા અથવા અવિદ્યા સાચી નથી તે કોઇને સતાવી શકે નહિ છતાં આપણે જેવી વસ્તુ છે તેવી ન જોઇએ અને સ્વપ્નાની માફક આપણું કલ્પિત જગત

ઉત્પન્ન કરીએ તો તેને જ્ઞાની પુરુષો માયા કહે છે. સ્વપ્નું સ્વપ્ન વખતે ખોટું લાગશે નહિ. જાગ્યા પછી જેમ સ્વપ્નું ખોટું લાગે છે તેમ જાગ્યા પછી ફરીથી જાગી જવાનું છે એટલે આત્મભાવે જેમ જેમ સ્થિરતા આવે તેમ તેમ માયામાં કાંઈ સત્તા નથી એમ લાગ્યા કરશે.

## ૧૭

તમે અમે અને શ્રીહરિ એ બધું એક છે. તેમાં કાંઈ નવું બનતું નથી. છતાં માયા જેવું જણાય તો તેમાં બ્રહ્મ દૃષ્ટિ કરવી. બ્રહ્મ તો બ્રહ્મ છે જ. માયા પણ બ્રહ્મ છે. જેમ છે તેમ સમજવાનું છે. માયાને બ્રહ્મરૂપે જોવી એ જ શક્તિ સાધના છે, એ જ માતાજીની ઉપાસના છે.

કૃપા એટલે અનુગ્રહ. અનુ to follow એટલે ઈશ્વરને લઈને તેની સત્તાથી જગતને ઈશ્વરરૂપે ગ્રહણ કરવું તેનું નામ અનુગ્રહ. જેનું જે છે તેમાં તે રહે એટલે જેમ છે તેમ રહે તેમાં જ આનંદ છે. માયાના ધર્મ કોઇ વખત આત્માના ધર્મને ભૂલાવી દે પણ આત્માને બગાડી દેતા નથી. તેથી આત્માનું સ્મરણ વધારવું એટલે અહં ઈદં બધું એક છે, તેની અંદર બહાર બીજું કાંઈ નથી એવો નિશ્ચય થઈ જાય અને તે નિશ્ચયમાં દઢતા આવી જાય તો જાણવું કે ઘેર પહોંચી ગયા.

છતાં શરીર ફર્યા કરશે, તે ફરે છે છતાં આપણે ફરતા નથી. બધું થાય છે છતાં વાસ્તવમાં કાંઈ થતું નથી એવી વિચિત્ર લીલા છે. જેવી છે તેવી સમજવાથી આનંદ છે.

## ૧૮

રજોગુણી અને તમોગુણી પ્રકૃતિ એ સાંખ્યની અને દ્વૈતવાદીની સાચી પ્રકૃતિ છે અને જે સાચી હોય તે દૂર થાય

નહિ. વેદાન્તની પ્રકૃતિ ત્રણ ગુણવાળી નથી. અદ્વૈતવાદીની પ્રકૃતિ કલ્પિત છે તેથી તમારા સ્વરુપમાં મૂળથી નથી. તેનો અભાવ જોવો એ જ તેને દૂર કરવા બરાબર છે. બાકી એકલા ભગવાન છે. ભગવાન ભક્તોને સંસારની સગવડ આપે છે અને વિઘ્નો દૂર કરે છે. છતાં ભગવાનની સન્મુખ થવાય અને રહેવાય એજ ભગવાનની ખરી કૃપા છે.

૧૯

આત્મજ્ઞાનનું મુખ્ય સાધન પોતે પોતાને બરાબર ઓળખવામાં રહેલું છે. બીજા બધાં ગૌણ સાધન છે, પોતાને ઓળખવા માટે જેણે પોતાને ઓળખેલ હોય તેમના સત્સંગની જરૂર રહે છે. પોતાના સ્વરૂપની ઓળખાણ થોડે અંશે થઇ જાય તોપણ તેનાથી વ્યવહારની માયા જીતવાની શક્તિ આવે છે.

૨૦

પ્રભુ આપત્તિમાંથી ઉગારવાને માટે અને આવરણને દૂર કરવા માટે તૈયાર છે. તેનું સ્મરણ વધારવું. તેના ઉપદેશ પ્રમાણે જીવન રાખવું એટલે જ્ઞાન દૃઢ થતું જશે. નહિતર જીવન પ્રમાણે જ્ઞાન થઈ જશે. દરેક કામમાં, દરેક વ્યવહારમાં તેનું અનુસંધાન રાખીને રહેવું.

૨૧

જેને તત્ત્વ જાણવું છે તેને માટે તત્ત્વજ્ઞાન મેળવવા માટે અભ્યાસ મુખ્ય છે અને મનોનાશ અને વાસનાક્ષય ગૌણ છે. જેને તત્ત્વજ્ઞાન થઈ ગયું છે તેમને તે જ્ઞાનમાં નિષ્ઠા કેળવવા માટે તત્ત્વજ્ઞાનનો અભ્યાસ ગૌણ થઇ જાય છે અને મનોનાશ અને વાસનાક્ષયનો અભ્યાસ મુખ્ય છે.

પ્રારબ્ધ કર્મ બે પ્રકારનાં છે. મંદ પ્રારબ્ધ અને તીવ્ર પ્રારબ્ધ. મંદ પ્રારબ્ધ પુરુષાર્થથી દૂર થઈ શકે છે અને

તીવ્ર પ્રારબ્ધ તો સૌને ભોગવવું પડે છે. મંદ પ્રારબ્ધ તોડવા માટે પુરુષાર્થની સાથે ઇશ્વરકૃપા પણ માગ્યા કરવી.

यतः प्रवृत्ति भूतानाम् येन सर्वमिदम् ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥ ગીતા ૧૮–૪૬

જેની સત્તાથી બધું ચાલી રહેલ છે તેને પોતાના કર્મ અર્પણ કરવાથી નિર્વિકલ્પ સ્થિતિ પ્રાપ્ત થાય છે.

પ્રતિકુળ સંજોગો લગભગ બધા સાધકના જીવનમાં આવે છે પણ જેમ જેમ અંતરાત્મામાં નિષ્ઠા વધતી જશે તેમ તેમ પ્રતિકુળતા ઓછી થતી જશે. નિષ્ઠા વધારવા માટે મનોનાશ અને વાસનાક્ષય એ બે મુખ્ય ઉપાય છે.

કૃપાના પ્રશ્ન માટે ૪ કૃપા હોય તો જલદી કામ થાય. આત્મકૃપા, ઇશ્વરકૃપા, ગુરૂકૃપા અને શાસ્ત્રકૃપા. તેનાથી નવી શક્તિ આવવા લાગશે અને પ્રતિબંધ દૂર થવા લાગશે.

અસંગપણું એ સાધન છે, ફળ નથી. અસંગતાનું પરિણામ સર્વાત્મભાવમાં આવવું જોઇએ. બધા પોતાના છે એવું લાગે તો કોઈ ઉપર ક્રોધ આવે નહિ. ગીતાનું મહાવાક્ય सर्वं वासुदेवमिति स महात्मा सुदुर्लभ છે, એટલે જે માણસો ખરાબ આચાર વિચારવાળા હોય તેમાં પણ વાસુદેવ જોવા પડશે. એ કામ શરૂઆતમાં અઘરું લાગશે પણ ધીરે ધીરે ટેવ પડી જશે એટલે પછી અઘરું નહિ લાગે.

## ૨૨

પોતાની પ્રકૃતિ સાથે લડાઈ કરીને નવું રાજ્ય લેવાનું છે. તેથી સ્વભાવમાં પરિચ્છિન્ન ભાવ વધી ન જાય તે સતત ધ્યાન રાખવાનું છે. એ જ સંન્યાસ છે. વ્યવહાર બહુ હોય તો સંગદોષને લઈને મુશ્કેલી બહુ આવે છે.

જેથી બહુ જરૂર હોય તે કરતાં વ્યવહાર વધી ન જાય તેની સંભાળ રાખતા રહેવું.

સામાન્ય માણુસથી જુદા પ્રકારનું જીવન કરવું પડશે તેથી બીજા સામાન્ય માણુસના મતનું અવલંબન લેવું ન જોઇએ. થોડુંક સાચું જીવન થઇ જાય તે વધારે પ્રમાણુમાં સાચું જીવન કરવામાં ઉપયોગી થાય છે. એક વખત નબ-ળાઇ જીતી હોય તો તે વૃત્તિ બીજી વખત બહુ હિંમત આપે છે, માટે હિંમત રાખી બધે એક છે એવો અનુભવ લેવાનો છે.

૨૩

સંસારની બધી ધમાલ દ્વૈત પ્રપંચની છે, તે સામાન્ય માણુસોના જીવનમાંથી દૂર કરવી મુશ્કેલ છે. અસત્ય, ચોરી વગેરે પણુ રહેવાના અને અનાદિકાળથી ચાલ્યા આવે છે. તેમાં પણુ જ્યારે વસ્તી વધે ત્યારે તેનું પ્રમાણુ વધે છે કારણુકે અજ્ઞાની માણુસોની સંખ્યા વધે છે. આપણે સમાજને સુધારીએ તો થોડુંક વિઘ્ન ઓછું થાય અને આપણુને પોતાને સુધારીએ તો બધાં વિઘ્નો દૂર થાય. એ નિયમ છે. બધાં વિઘ્નોમાંથી પાર થવું હોય તો માત્ર પોતાની દષ્ટિ જ સુધારવાની છે અને જો બ્રહ્મદષ્ટિ પ્રાપ્ત થઈ તો આપણે માટે સામે જગત નથી પણુ નટવરનું નાટક છે.

માણુસની દષ્ટિથી જોઇએ તો અસત્ય, ચોરી વગેરે જે દેખાય છે તે સાચાં છે, તે સ્વપ્નું નથી પણુ માણુસની દષ્ટિ સાચી નથી. એક જ બનાવ કે જે એક દષ્ટિથી ખરાબ લાગે છે તે બીજી દષ્ટિથી તદ્દન જુદા પ્રકારનો લાગે છે. જે કૃષ્ણુ કંસને કાળરૂપ લાગતા હતા તે જ

ગોપીઓને કામદેવરૂપ અને યોગીઓને પરમ તત્ત્વરૂપ લાગતા હતા. વકીલનું કામ છે કે જ્યાં અન્યાય લાગતો હોય ત્યાં બચાવ કરવો પણ વકીલનું કામ એ "મારું જ કામ છે, સંસાર અમુક રીતે જ ચાલવો જોઇએ" વગેરે બાબતમાં બીજા પ્રકારનું અભિમાન આવી જાય છે અને ભગવાનની સત્તા વિસરી જવાય છે. ભગવાનની સત્તાની દષ્ટિથી જોઇએ તો સામા પક્ષ જેવું કાંઈ રહેતું નથી કારણકે બધે એક વસ્તુ છે અને એક સત્તા છે. છતાં અન્યાય અને અસત્ય કેમ નજરે પડે છે તે પ્રશ્નના ઉત્તરમાં એવું કોને દેખાય છે? કેવી દષ્ટિથી દેખાય છે? માણસની દષ્ટિ અને માણસની કલ્પના એ જગતની રચનામાં મુખ્ય હેતુ નથી. મનથી એ વાત સમજાય તેવી નથી તેથી જ ભગવાન ગીતામાં વારંવાર અર્જુનને કહે છે કે "તારું મન મને આપી દે." એ ઊંચામાં ઊંચી ભક્તિ છે. મનના પ્રદેશમાં દ્વૈત સાચું છે પણ મનનો પ્રદેશ એ આપણો સાચો દેશ નથી. મનથી ઉપર વિજ્ઞાનમય અને આનંદમય કોશ છે. ત્યાંનો અનુભવ લેવાની ટેવ પાડવી જોઇએ. એ દશામાં તમે આવશો એટલે તમારી સામે કોઈ રહેશે નહિ અને હાલ તમે જે પ્રસંગ લખ્યો તેવા પ્રસંગ તમારી નજરે પણ આવશે નહિ. આપણે જે પ્રકારની મનોદશા સામાન્ય રીતે રાખીએ છીએ અને સેવીએ છીએ તેવા પ્રસંગ આપણી નજરે આવે છે.

કોઈપણ રીતે વિરૂદ્ધતા કોઇને ગમતી નથી. સમાજ સેવાથી અથવા બીજાને ઉપદેશ આપવાથી થોડીક વિરૂદ્ધતા દૂર થઈ શકે છે પણ તે પૂર્ણ રીતે દૂર કરવી હોય તો માત્ર પોતાની દષ્ટિથી જ ઠીક કરવાની જરૂર છે.

વેદાન્તનો સિદ્ધાંત એવો છે કે વ્યવહાર દૃષ્ટિથી વ્યવહાર સાચો છે પણ વ્યવહાર દૃષ્ટિ સાચી નથી. તેથી પરમાર્થ દૃષ્ટિથી જોતાં આપણી સામે જગત નથી, પ્રપંચ નથી પણ બ્રહ્મ જ છે. એ દૃષ્ટિ કેળવવા તરફ મુખ્ય લક્ષ્ય રાખવાનું છે. જે ભૂલમાં પડેલા છે તેમનો સંગ રાખીને ભૂલ કાઢવી મુશ્કેલ છે, તેથી જ સત્સંગની ખાસ જરૂર છે અને સત્સંગ ખૂબ હોય તો તમારો સ્વભાવ એવો થઈ જાય કે તમારી હાજરીમાં જ વિરોધી પક્ષનો વિરોધ નીકળી જાય. મને એવા ઘણા પ્રસંગ પ્રાપ્ત થયા છે. તે વખતે જો આપણા મનની સ્થિરતા જાળવી શકાય તો વિરોધી સ્વભાવ વગર મહેનતે ફરી જાય છે. એવો અનુભવ મેં ઘણીવાર લીધેલ છે કારણ કે સામે પણ આપણે જ છીએ અને તેથી વિરોધ દૂર કરવો મુશ્કેલ નથી પણ એવી ટેવ પાડવી જોઈએ. ખાસ કરીને ઇચ્છા, બીક અને કામ ક્રોધના પ્રસંગોએ સંભાળ રાખવાની છે અને સત્સંગના ફળનો ઉપયોગ કરવાનો છે. એ નવી ટેવ કેળવવાથી પ્રાપ્ત થાય છે, એકદમ પ્રાપ્ત થતી નથી.

ભક્તિવાળા માણસોએ સામાન્ય માણસોના જીવન કરતાં જુદા પ્રકારનું જીવન કેળવવું પડે છે તેથી બીજા અમુક રીતે કેમ વર્તે છે તે જોવામાં આપણને લાભ નથી. આપણે જેવા થવું હોય તેનો જ વિચાર કરવો જોઈએ. ઘણીવાર બે ત્રણ ફરજ એક જ વખતે આવી પડે છે. પૈસા લેવા કે નીતિ રાખવી તેમાં જેને નીતિ ગમે છે તે પૈસાને જતા કરે છે. એવો પ્રશ્ન એક મહિના પહેલાં એક વકીલે મને કર્યો હતો. તે કહેતા હતા કે અસીલો કહે છે કે અમને ખોટું બોલવામાં લાભ છે તો શા માટે ન બોલીએ.

મેં કહ્યું; "લાભના ૪ પ્રકાર છે. પૈસાનો, સંસારી સુખનો, નીતિનો અને આત્માનો. તેમાં જેને જે લાભ ગમે છે તે તે લઇ લે છે. પણ જેણે જીવન ઉત્તમ કરવું હોય તેણે બધા સંજોગોમાં વિચાર કરીને નવું જીવન ઘડવું પડશે અને કેટલાક નાના લાભ જતા કરવા પડશે. સંસારનાં બધાં સુખ કાયમ રાખીને ભક્તિના સુખનો માર્ગ ઉઘડતો નથી તેથી મોટા સુખ માટે નાના સુખનો ત્યાગ કરવો પડે છે. એ જ ઈશોપનિષદના પહેલા મંત્રનો અર્થ છે."

## ૨૪

બ્રહ્મરૂપે સ્થિતિ ન થાય ત્યાં સુધી માયાને ટાળવા માટે સત્ત્વગુણ વધારીને તેની મદદથી રજોગુણ અને તમોગુણને વશ કરવા, દૈવી પ્રકૃતિનું પાલન કરવું અને આસુરી પ્રકૃતિનો ત્યાગ કરવો એ સાધન છે.

મનથી તત્વ સમજાયા પછી તે પ્રમાણે પાલન ન થઈ શકે તેનું કારણ પ્રાણ અને શરીરમાં એક પ્રકારની હઠ છે. તે બન્ને ઘણીવાર ખોટું સુખ અને ખોટું જ્ઞાન માગે છે કારણ કે ભુતકાળની ટેવનું જોર રહે છે. તે જોર એકદમ દૂર થતું નથી. તેની સાથે યુદ્ધ કરવા હમેશાં સાવધાન રહેવું. બધાં કર્મ ઉપર ચોકી રાખવાથી ભૂલો નીકળી જશે.

યુદ્ધરૂપી પ્રલયની શક્તિ પણ ઈશ્વરની લીલામાં એક જરૂરી શક્તિ છે. તેની જરૂર જેટલો વખત રહેશે તેટલો વખત તે રહેશે. માળી કેટલાક ઝાડ કાપે છે, કેટલાક રોપે છે, તેમાં તેનો શુભ હેતુ હોય છે. ભગવાન વરસાદથી કેટલાંક કડવાં ઝાડને પાણી પાય છે અને મીઠાં ઝાડને

પણ પાણી પાય છે. બધું એક સત્તાથી ચાલે છે એમ સમજવાનું છે.

૨૫

ખોટી માયાને દૂર કરવા માટે માયાના સ્થાનનો જ પ્રયત્ન જોઈએ. સ્વપ્નાનું દરદ દૂર કરવા માટે સ્વપ્નાનો દાક્તર અને સ્વપ્નાની દવા જોઈએ. કોઇ દાક્તરનો દિકરો સ્વપ્નામાં માંદો પડયો હોય તેને તેનો બાપ તે વખતે મદદ કરી શકશે નહિ. તેને માટે સ્વપ્નાનો દાક્તર જોઇએ. તેવી જ રીતે જાગ્રતની માયા કે જે ખોટી વૃત્તિથી ખોટું આવરણ ઉત્પન્ન કરે છે તે આવરણ બ્રહ્માકારવૃત્તિથી દૂર થાય છે. જેને અજ્ઞાન થાય છે તેને જ્ઞાનની જરૂર છે. અજ્ઞાન ચિદાભાસને થાય છે અને જ્ઞાન પણ તેને થાય છે. આત્માને અજ્ઞાન નથી તેથી તેને જ્ઞાનની જરૂર નથી. સ્વપ્ન અને જાગ્રત એ બન્ને આત્માની દશા નથી. બન્ને માયાની દશા છે.

તેથી વેદાન્તમાં વૃત્તિના સ્વરૂપ ઉપર ઘણો વિચાર કરેલ છે. આત્મા સર્વદા સ્વયંપ્રકાશ છે. તેનો અનુભવ ન થાય ત્યારે કલ્પિત આવરણ ઉત્પન્ન થાય અને જેવી વસ્તુ હોય તેવી વૃત્તિ થાય એટલે આવરણ ભંગ થાય છે. બ્રહ્મમાં જગદાકાર વૃત્તિથી આવરણ ઉત્પન્ન થાય છે અને બ્રહ્માકાર વૃત્તિથી આવરણ ભંગ થાય છે. બન્ને વૃત્તિ છે, છતાં એક વૃત્તિ બીજી વૃત્તિને હઠાવીને પછી પોતે પણ લય પામી જાય છે. કતક રેણુ પાણીનો કચરો સાફ કરીને પોતે પણ બેસી જાય છે. આત્મા બન્ને દશામાં સ્વયંપ્રકાશ છે પણ અનાત્માકાર વૃત્તિથી તેનું સ્વયંપ્રકાશત્વ અનુભવવામાં આવતું નથી.

**मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते** અહીં **मामेव** એ શબ્દના બે અર્થ નીચે પ્રમાણે થાય છે:—

૧. જેને માયા સાચી લાગે છે તેને શરણભાવ દ્વારા ભગવાનનો અનુગ્રહ મેળવવાથી તે દૂર થાય છે.

૨. જેને માયા સ્વપ્નાની માફક કલ્પિત લાગે છે તેમને માટે બ્રહ્માકાર વૃત્તિથી આવરણભંગ કરવાની જરૂર છે.

બ્રહ્માકાર વૃત્તિ ઉત્પન્ન થવા માટે શ્રવણ, મનન અને નિદિધ્યાસન જોઇએ. માયા જો સાચી હોય તો એક બ્રહ્મ અને બીજી માયા એવું દ્વૈત થાય. એવું શાસ્ત્રોમાં માનેલ નથી. માયા પોતાને સિદ્ધ થવા ન દે એ માયાની શોભા છે. જો માયા સિદ્ધ થઈ જાય તો દ્વૈત થાય. દ્વૈત વેદાન્તમાં માનેલ નથી. તેથી માયાનું સ્વરૂપ સમજાવવા માટે નીચે પ્રમાણે પાંચ યુક્તિ લેવી પડે છે:—

૧. જે ખોટી હોય

૨. સાચા જેવી લાગે

૩. તેનાથી વ્યવહાર થાય

૪. જે બીજી દશામાં બાધ પામે અને

૫. બાધ પામે છે માટે ખોટી છે.

દૃષ્ટાંતમાં ઘુવડનું અંધારું, માણસનું સ્વપ્નું, વાઈસ-રોયે કરેલો એક કલાકનો વધારો અને માણસનું જાગ્રત અવસ્થાનું કલ્પિત દ્વૈત. એ બધાથી વ્યવહાર થાય છે પણ બીજી દશામાં બાધ પામે છે.

તો પછી વ્યવહાર કેવી રીતે કરવો ? એ પ્રશ્ન બધા સાધકને બહુ નડે છે. પણ તમારે ભૂજમાં તે માટે એક

સારું દૃષ્ટાંત છે. ભૂજમાં ત્રણ ટાઈમ ચાલે છે. એક, કચ્છનો ટાઈમ, એક વેળનો ટાઈમ અને એક ટપાલનો ટાઈમ. તેમાં એક કચ્છનો ટાઇમ સાચો છે અને બીજા બે ખોટા છે, એમ તમે સમજો છો છતાં જે વખતે જે ટાઈમની જરૂર પડે તે ટાઈમ સમજીને તમે વ્યવહાર કરો છો. ખોટો ટાઈમ એ માયા છે છતાં તેનાથી વ્યવહાર થાય છે અને તમને તેનું સાચું બંધન થતું નથી. કોઈવાર અગવડ આવે તો ટાઈમનું સ્વરૂપ તેવું જ છે એમ માનીને મનનું સમાધાન કરી લ્યો છો. તેવી જ રીતે ભગવાનની માયા સાથે કામ લેવા માટે જેવું કામ તેવું માપ લઈને કામ પૂરું થયા પછી તે માપ છોડી દેવાની ટેવ પાડવી જોઈએ. વકીલાતમાં જે જાતનો કેસ આવે તે પ્રમાણે evidence એટલે પ્રમાણ, માપ અથવા માયા તૈયાર કરવા જોઈએ. તે કેસ પૂરો થયા પછી બીજા કેસ માટે પહેલા પ્રકારના evidence (પ્રમાણ) ની અને પુસ્તકોની જરૂર નથી. બીજા કેસ માટે બીજું માપ તૈયાર કરવું જોઈએ. પણ એ બધું પાછળથી વકીલો ભૂલી જાય છે. દાક્તરો પણ દરેક દર્દીની વાત સાંભળી તેને દવા આપે છે પણ પછી દર્દીની વાતો ભૂલી જાય છે.

જે બીનજરૂરી હોય તે ભૂલવાની ટેવ પાડી હોય તો જરૂરી વાત યાદ રહે. સ્વપ્નામાં એક જોનારને ઠીક કરવાથી બીજું બધું ઠીક થઈ જાય છે. જાગ્રતમાં પણ એક જોનારને ઠીક કરવાથી બીજું બધું ઠીક થઈ જાય છે કારણ કે બીજું તેની કલ્પનામાં છે. સ્વપ્નામાં ખોટો સિંહ કોઈ વખતે જાગવાનું સાધન થાય છે. જાગ્રતમાં ખોટી માયા પણ આવરણભંગ દ્વારા આત્માનો અનુભવ આપી શકે છે.

૨૬

જ્ઞાન માટે અંતઃકરણની શુદ્ધિની ખાસ જરૂર છે. તે માટે અભ્યાસ અને વૈરાગ્ય બન્નેની જરૂર છે. તત્ત્વના પ્રશ્નોની ચર્ચા કરવી અને વિચાર કરવો તેને અભ્યાસ કહે છે. માયાની વાતોમાં અને માયાના સુખમાં મનને જવા ન દેવું તેને વૈરાગ્ય કહે છે. બન્નેની જરૂર છે.

ગૃહસ્થાશ્રમી પુસ્તકોની સગવડને લઈને વાંચે છે ઘણું પણ જોઈએ તેટલો વૈરાગ્ય રાખી શકતા નથી તેથી જોઈએ તેવું ફળ મળતું નથી. સાધુઓ કેટલાક વૈરાગ્ય ઠીક રાખી શકે છે પણ અભ્યાસ બરાબર કરતા નથી તેથી તેમનામાં પણ જોઈએ તેવું જ્ઞાન ઉત્પન્ન થતું નથી. અભ્યાસ અને વૈરાગ્ય બન્ને બરાબર હોય તો જલદી કામ થાય છે. બ્રહ્માકારવૃત્તિ અભ્યાસથી થાય છે. તેની સાથે માયાકારવૃત્તિ થવા ન દેવી તેને માટે વૈરાગ્યની પણ જરૂર છે.

૨૭

તમને ભક્તિ માટે પૂરતી સગવડ ન મળે તેમાં કોઈનો દોષ કાઢવો નહિ. તમારી ભાવના ઠીક કરશો તો બધું ઠીક થઈ જશે. સસરાને સસરા માનવા નહિ પણ ભગવાન માનવા. સસરા વહુને દબાવી શકે પણ ભગવાન ભક્તિને મુક્તિ આપે છે માટે સસરા ગમે તેમ માને તો પણ તમારે તેને ભગવાન માનવા અને એ ભગવાનને મનથી કહેવું કે મને ભક્તિ માટે સગવડ આપો. એક બીજી જિજ્ઞાસુ બ્હેનને એવી અગવડ હતી અને ઉપર પ્રમાણે ઉપાય કરવાથી થોડા વખતમાં સાસુ સસરાના સ્વભાવમાં ફેર થઈ ગયો હતો.

તમને આનંદ અને સૌંદર્યનો અનુભવ કાંઈ સાધના કર્યા વગર થાય છે, તેમાં કારણ તરીકે આગલા જન્મની સાધના હોવી જોઇએ. એ અનુભવમાં ભ્રાંતિ નથી કારણકે ત્યાં ભગવાનમાં ચિત્તવૃત્તિનું અનુસંધાન છે. રસ ઘનેની સાથે ચિદ્ ઘન એટલે જ્ઞાનઘનને રાખી બધામાં એકને જોવા એટલે આનંદ વધશે અને વિઘ્નરૂપે કોઇ સામું રહેશે નહિ.

૨૮

માળા કે પૂજા મૂકી દેવાથી ભક્તિમાંથી પડી જવાતું નથી પણ ભગવાનનું સ્મરણ મૂકીને જો જીવ સંસારના સુખમાં પડી જાય તો તેની પડતી દશા થાય છે. જેને સગુણ ભગવાનના દર્શન જોઇએ છે તેમને માટે માળા પૂજા છે. જેમને આત્માને પરમાત્મારૂપે ઓળખવા છે તેમને માટે શ્રવણ, મનન અને નિદિધ્યાસન છે. તે માટે વિચાર ચંદ્રોદય અને વિચારસાગરનો બરાબર અભ્યાસ કરવો જોઈએ.

જે જગત દેખાય છે. તે કેવું છે તેનો આધાર જોનારાની દશા ઉપર છે. તેથી જેમ જેમ આત્મજ્ઞાન આવતું જશે તેમ તેમ જગતનું સાચું સ્વરૂપ માલૂમ પડતું જશે. જે દેખાય છે તેનો વિચાર બહુ ઉપયોગી નથી પણ જે દેખે છે તેનો વિચાર બરાબર કરવો જોઇએ. એક જ ગામને જેટલા જોનારા છે તેટલાં ગામ ત્યાં બની જાય છે તેથી જોનારાના સ્વભાવને સમજવાની ટેવ પાડવી.

ઘણો આધાર જીજ્ઞાસુની પ્રકૃતિ ઉપર છે. તે ઉપાદાન કારણ છે અને તે પોતાનું નિમિત્ત ઉત્પન્ન કરે છે. તેથી જ્યારે તમારી પ્રકૃતિમાં અને તમારા જ્ઞાનમાં ફેરફાર થશે

ત્યારે જ સંજોગો ફરશે. કેટલીક વાર સંજોગો ફેરવવાથી પ્રકૃતિ ફેરવવામાં અનુકુળતા થાય છે પણ તમારી સ્થિતિમાં તે કામ કરવું સહેલું નથી, માટે હાલમાં ઘરમાં રહીને બને તેટલો અભ્યાસ અને વૈરાગ્ય કેળવવો. કોઈના ગુણદોષમાં પડવું નહિ. હાલમાં જેટલી અનુકુળતા છે તેનો લાભ લઈને બને તેટલો સત્સંગ કરી લેવો અને જે સાંભળ્યું હોય તે ઉપર મનન કરવું.

## ૨૯

જપ કરવાથી ભગવાનનાં દર્શન થાય છે, પાપ બળે છે, તેટલો વખત વ્યવહાર ભૂલાય છે. તેની અસરથી તેજ અને આનંદ પણ મળે છે અને તેથી એ માર્ગ તમને ફાવતો હોય તો હરકત નથી, અખો કહે છે કે "સુતર આવે તેમ તું રહે, જેમ તેમ કરીને હરિને લે" મનને બરાબર સમજાવ્યું હોય તો તોફાન કરે નહિ અને બધે પરમાત્મા છે એવું જાણી શકે.

જ્યારે કાંઈ ઉપાધિ જેવું લાગે ત્યારે તે કોને લાગે છે એવા વિચાર કરતાં આવડે તો જેને ઉપાધિ લાગે છે તે તમારું સ્વરૂપ નથી. સ્વપ્નામાં ઘણી ઉપાધિ લાગે છે છતાં જાગ્યા તો તે ઉપાધિ આપણી નહોતી એવી ખબર પડે છે, તેવું જ જાગ્રતમાં પણ છે. વેદાન્તમાં જીવના બે અર્થ કરેલા છે. એક દેહનું અભિમાન લઈને બેઠેલો છે. તે મિથ્યા છે, બીજો શુદ્ધ આત્મા છે, તે સત્ય છે. એમ ભેદ પાડતાં આવડે તો તે રસ્તો ઠીક છે. તે માર્ગે આત્માને વ્યાપક કરી અનાત્માને મિથ્યા કરવાનો છે. રોજ સારો સત્સંગ થતો હોય તો એ કામ બની શકે તેવું છે.

આ માર્ગમાં ચડઉતર દરેકને થયા કરે છે, સગવડ અગવડ પણ દરેકને આવે છે. ભક્તિમાર્ગની રીતે અથવા જ્ઞાનમાર્ગની રીતે બન્ને રીતે સર્વાત્મભાવ કેળવવાનો છે. તે આવશે ત્યારે સાચી દશા ઉત્પન્ન થશે અને આનંદ પણ આવશે.

૩૦

જેવા સંજોગો ભગવાને આપેલા છે તે સંજોગોમાં બને તેટલું કરવું એ જ સારો રસ્તો છે. ઉતાવળા વૈરાગ્યમાં કેટલીકવાર ઘર છોડવાનું મન થાય છે પણ ઘરની બહાર પણ મન સાથે આવે છે. તેથી ખરી રીતે મનને જ ઠેકાણે લાવવાનું છે. મમતાની દૃષ્ટિએ બધું ખોટું છે અને બ્રહ્મ દૃષ્ટિએ બધું ભગવાનરૂપ છે. બ્રહ્મદૃષ્ટિ જ કેળવવાની જરૂર છે. સ્વપ્નામાં ઘણાં દેખાય છે પણ જાગીએ ત્યારે એક રહે છે તેમ આત્મજ્ઞાન થતાં તમે જ રહેશો.

૩૧

તમારે જે વસ્તુ જોઇએ છે તે તમારી પાસે જ છે. જે નવો ભાવ ઉત્પન્ન કરવાનો છે અને નવું સુખ લેવાનું છે તે પણ તમારી પાસે જ છે, માટે બહારનું ભૂલીને અંતર્મુખવૃત્તિ કરવી. બધાની વચ્ચે રહેવા છતાં બધાની વાતોની અસર થવા દેવી નહિ. તમારે તમારા આત્માના સ્વભાવમાં રહેવું. એવી ટેવ પાડવાથી બધામાં એક છે એવું લાગશે. જ્યારે એમ લાગે કે બધાં શરીરમાં એક છે ત્યારે વિઘ્નરૂપે બીજા કોઈ રહી શકે નહિ. એટલો અનુભવ થશે પછી જન્મ મરણ જેવું રહેશે નહિ. સદા આનંદરૂપ તમારું જે સ્વરૂપ છે તેનો અનુભવ રહેશે.

શરૂઆતમાં એ કામ અઘરું લાગે તેવું છે પણ જે અઘરું કામ હોય તેની પાછળ સતત પ્રયાસ કરવાથી તે સહેલું થઇ પડે છે. બીજાના ગુણ કે દોષમાં પડવું નહિ બીજા કેવા છે અને શું બોલે છે તેનો વિચાર કરવો નહિ. ફક્ત તમારી દૃષ્ટિ જ સુધારવાની છે, અને એ દૃષ્ટિ સુધરી એટલે બધામાં તમારું સ્વરૂપ છે એમ અનુભવ થશે. બીજા કોઈ છે જ નહિ એવો ભાવ રાખવો. સ્વપ્નામાં તમને ઘણું દેખાય છે છતાં જાગો તો તમે રહો છો. જાગ્યા પછી ઘણું ભૂલથી દેખાય છે. ભૂલ નીકળી જાય તો તમે છો. વસ્તુ એક છે તેથી કોઇ પ્રકારની ઈચ્છા કે કોઇ પ્રકારની બીક રહેવી ન જોઈએ. કોઈ વખતે બીક કે ઈચ્છા આવે તો આત્મવિચારથી દૂર કરવી, કારણ કે તમારી સામે બીજું કોઈ નથી. તમારી સામે કોઇ હોય તો તે તમારો સ્વભાવ છે. તેને ઠીક કરતાં શીખો તો તમારી સામે કોઈ રહે નહિ. એ જ કામ કરવાનું છે, એટલે પોતાના સ્વભાવને ઠીક કરવાનો છે. બીજા કોઇ વિઘ્ન કરી શકતા નથી.

હવે બહારની પૂજા ઓછી કરીને આત્માના સ્વભાવનું ચિંતન કરતા રહેવું. તેની વિગત "હું કોણ?"ના પુસ્તકમાં છે.

## ૩૨

પોતાને ઓળખ્યા વગર બીજું નકામું છે. જે તમારા મનનો સાક્ષી છે, દૃષ્ટા છે તે જ બીજાના મનનો સાક્ષી અને દૃષ્ટા છે. તેથી એકને જાણી શકાય તો બધાને જાણ્યા એમ સમજવાનું છે. તેથી દેહની દૃષ્ટિ છોડીને આત્માની દૃષ્ટિ કેળવવી. શરૂઆતમાં વૃત્તિને ટેવ પાડી નથી તેથી અઘરું કામ લાગશે પણ નવી ટેવ પડી જશે એટલે પછી અઘરું લાગશે નહિ. માયામાંથી ઉપર ગયા એટલે એક

તત્ત્વનો અનુભવ રહે છે. જીવ જગતનું વાસ્તવ સ્વરૂપ બ્રહ્મ છે. સૌને વાસ્તવ સ્વરૂપે જોવા એટલે પછી જીવ જગત રહેશે નહિ. તે દશામાં હું તું તે નથી.

## ૩૩

બધા જીજ્ઞાસુઓને બધી જાતની સગવડ મળતી નથી. પાછલા કર્મ પ્રમાણે દરેકને સગવડ અગવડ આવ્યા કરે છે. દરેકે પોતાની માયા કાઢવાની છે અને પોતાનું સાચુ સ્વરૂપ સમજીને તેનો આનંદ લેવાનો છે.

પ્રારબ્ધયોગે આવેલો વ્યવહાર સમતાથી ચલાવી લેવો.

## ૩૪

સત્સંગનો વખત વધારવો અને ધ્યાનનો વખત વધારવો એટલે મનમાં સજાતીય વિચાર આવ્યા કરશે અને વિજાતીય વિચાર ઓછા થશે.

બધી પ્રવૃત્તિ અને નિવૃત્તિનો મુખ્ય ઉદ્દેશ પોતાને ઓળખવામાં છે તે કામ થાય તેવી રીતે રહેવું. ફૂરસદ મળે ત્યારે જે વાંચ્યું હોય તેનો વિચાર કરવો એટલે માયાનું જોર રહેશે નહિ.

જ્યાં સત્સંગનો વેપાર બહુ ચાલે તેવું હોય ત્યાં ભગવાન મને વધારે દિવસ રાખે છે. તેથી જ માંડવીમાં વધારે દિવસ થયા. માંડવીમાં તમને જે કાંઇ સંભળાવ્યું તેનું મનન કરતા રહેવું. કોઈપણ રીતે દ્વૈતની ભાવના દૂર કરવાની છે. એ અઘરું કામ છે છતાં બધાએ કરવું પડશે. અદ્વૈતભાવ એટલે જેમાંથી બે કદી થયા નથી. એવું તમારું મારું અને સૌનું સ્વરૂપ છે. બાકીની બધી ગપ છે. તેથી

સાચા સ્વરૂપનો આનંદ પ્રગટ રહે તેમ સંગમાં અને વાતોમાં ધ્યાન રાખીને રહેવું.

૩૫

ભગવાન જ ગુરૂરૂપે છે અને શિષ્ય રૂપે છે. તેથી બીજુ કાંઈ છે નહિ તેની માળા જપવાની છે. ભૂલ નીકળી જાય તો બધું મળેલું છે એટલે બધું નથી પણ એક જ છે. એટલું સમજાઈ જાય તો ઘણા જન્મની મુસાફરી આ જન્મમાં પૂરી થઈ જાય. તે સમજવામાં સામાન્ય માણુસના જીવન કરતાં જુદા પ્રકારનું જીવન કરવું પડશે. તેટલી હિંમત હોય તો સંજોગો ફરવા માંડશે. માણુસનું બધું જીવન સંજોગોને આધીન નથી. માણુસ ધારે તો ઘણા સંજોગો ફેરવી શકે છે. આપણી ખોટી કલ્પના સિવાય બીજું કોઈ બંધન નથી અને એ કલ્પના તદન ખોટી છે, એવી ખાત્રી સત્સંગથી થઇ જાય છે.

૩૬

રોજ સવાર સાંજ એકેક કલાક ધ્યાનમાં બેસવાની ટેવ પાડવી. તે વખતે પોતાના નકામા સંકલ્પોની ખબર પડશે. તે પછી તેવા સંકલ્પ ઓછા કરવાનું મન થશે. ધીરે ધીરે સંકલ્પ ઘણા ઓછા થઇ જશે અને બધે પોતાનું સ્વરૂપ અનુભવમાં આવશે. ધ્યાનની શરૂઆતમાં નામ, રૂપ કે કર્મના સંસ્કાર આવે તે પોતાનું સ્વરૂપ નથી એમ માનવું, એ વિજાતીય પ્રત્યનો ત્યાગ છે, તેની સાથે "હું સચ્ચિદાનંદ સર્વવ્યાપક બ્રહ્મ સ્વરૂપ છું' એમ માની સજાતીય પ્રવાહ વધારવો. શરૂઆતમાં બીજા વિચાર નડશે. તે દૂર કરવા માટે વૈરાગ્ય વધારવો, નકામી વાતો ઓછી કરવી અને સત્સંગમાં રહેવું. ધીરે ધીરે મનના મોજામાં ફેરફાર થશે, એટલે રેડીઓની માફક તેની wave–

lengthમાં ફેરફાર થશે. સંસારને લાયક મોજાં રેડીઓની મારફ્ક સંસારનો અવાજ આપે છે અને તેજ મન શાંત થાય એટલે short-wave થઇ જાય છે. short-waveમાં ઘણી શક્તિ હોય છે, એવું રેડીઓવાળા પણ ખાત્રી કરાવી આપે છે.

૩૭

સત્સંગ વગર માયાનું જોર નરમ પડતું નથી. સત્સંગ એ મોટામાં મોટું સાધન છે એમ ભગવાને એકાદશ સ્કંધના બારમા અધ્યાયમાં ઉદ્ધવજીને કહેલ છે.

વળી જ્યારે જ્યારે ફૂરસદ મળે ત્યારે જે જે સાંભળ્યું હોય તેનું મનન કરતા રહેવું. એમ કરતાં કરતાં જે જે વિચાર સારા લાગશે તેની શક્તિથી જીવનમાં જરૂર ફેરફાર થશે.

સમાજસેવાના કામ અને ભક્તિ બહુ અઘરાં છે. તે ભગવાનની શક્તિથી જ બરાબર થઇ શકે તેવા છે. પણ વ્યક્તિગતે જેણે ભક્તિ કરી પોતાનું જીવન સુધારવું છે તેને માટે હમેશાં સારો વખત છે અને સતયુગ છે. તેથી આપણાથી બને તેટલી સેવા કરવી અને તેના ફળનો વિચાર કર્યા વગર, બધું ભૂલીને અંતર્મુખ વૃત્તિ રાખીને ઇશ્વર પરાયણ રહેવું, એમાં જ સ્વાર્થ અને પરમાર્થ છે.

૩૮

માયા એવી વસ્તુ છે કે તેનો વિચાર કરો એટલે જતી રહે અને વિચાર ન કરો ત્યારે દેખાય. બધા માણસ એક જગતમાં રહેતા નથી. દરેક પોતાની કલ્પનાના જગતમાં રહે છે. તેથી જગત એ કોઇ સાચી વસ્તુ નથી તેથી કલ્પિતની નિવૃતિ કરતાં બાકી એકલા ભગવાન રહે છે.

આત્માનો અનુભવ જે વખતે થાય ત્યારથી નવું વર્ષ સમજવું. એ નવું વર્ષ જૂનું થતું નથી. એ દશા

સમજીને તે ભાવે રહેવાની ટેવ પાડવી. એ દશામાં બધું એક સાથે અખંડ એકરૂપ લાગ્યા કરશે કારણ કે બધું અખંડ એક સાથે ચાલ્યા કરે છે. જ્યારે આપણે તેમાંથી થોડો ભાગ જોઇએ ત્યારે સારું નરસું લાગ્યા કરે છે પણ અખંડ એક અદ્વૈતમાં એવી ભાવના રહેતી નથી. આપણા હાથની એક આંગળી કાપીને જુદી કરીને જોઇએ તો તે સારી લાગે નહિ પણ હાથની સાથે રહેલી શોભા આપે છે. તેવી જ રીતે અખંડ એક વસ્તુ જે પરમાત્મા છે તેમાં બધું જેમ છે તેમ બરાબર છે. આપણા શરીરમાં જેમ જમવા માટે જીભ વગેરેની જરૂર છે તેમ શરીરનો કચરો કાઢવા માટે ગટર વગેરેની સગવડ છે. તે ગટર ખરાબ છે એમ કહી શકાય નહિ. કચરો પણ બહાર કાઢયા પછી ખરાબ લાગે છે. તેમ ભગવાનના વિરાટ શરીરમાં બધું બરાબર છે. તેમાં બધા ગ્રહ અને અવગ્રહ જે કાંઈ હોય તે હારમોનીયમના સુરની પેઠે એક સાથે જોઇએ તો બધું બરાબર છે, બરાબર હતું અને બરાબર રહેશે. તેથી અલ્પ દૃષ્ટિ ફેરવીને પૂર્ણ દૃષ્ટિ પકડવી. એ પકડાય એટલે રોજ નવું વર્ષ લાગશે. એટલે કાળ જેવું કાંઈ નથી. બધા અમર છે. જેને ન સમજાય તેણે ભૂલ કાઢવાની છે. જેને સમજાય તેને બધું બરાબર લાગે છે.

૩૯

જ્યારે આપણી દૃષ્ટિ બહારના કોઈ બનાવમાં જોડાય ત્યારે જ આપણે માટે તે બનાવ તરીકે રહે છે. આપણે જે જાણતા નથી તે આપણે માટે બનતું નથી, અથવા બધું અખંડ રૂપે, એક રૂપે, જાણીએ તો તે હમેશાં એવું ને એવું રહે છે. તેથી જગત અથવા તેના બનાવ સાપેક્ષ છે. દૃશ્ય ઉપરથી વૃત્તિ હઠાવી લઈએ તો દૃષ્ય સ્વસત્તાથી રહેતું નથી. જગત પોતે કહેતું નથી કે પોતે કેવું છે. તેથી આપણી કલ્પના સિવાય જગત જેવું કાંઇ નથી. એ

બાબત નવી ઢબથી અંગ્રેજીમાં સમજાવી શકાય એવું એક નાનું પુસ્તક લખેલ છે. તેનું નામ "માયા" રાખેલ છે. શરીરને કાંઈક ધંધો જોઈએ તેથી હમણાં આ ધંધો ચાલે છે, છતાં વાસ્તવમાં કાંઈ બનતું નથી એમ આત્મભાવે જણાય છે. એટલું સમજાય તો માયા ચપટીમાં ઊડી જાય.

૪૦

ખાસ જરૂરી કામ સિવાય બીજાં કામ વધારવાં નહિ અને જરૂરી વાતો સિવાય બીજી કરવી નહિ. એમ કરતાં અંદર સારી જાગૃતિ આવી જશે. ધ્યાન માટે ત્રણ વખત ખાસ કરીને સારો વખત રહે છે. ૧. સવારમાં ઊઠતી વખતે, ૨. પૂજા વખતે અને ૩. બપોરે આરામ લઈને ઊઠયા પછી. એ ત્રણ વખતે સારી શાંતિ હોય છે તેથી તે વખતે આત્માના સ્વરૂપનો વિચાર કરી બીજા વિચાર હઠાવી નિર્વિકલ્પ સ્થિતિ ઉત્પન્ન કરીને ટકવા દેવી.

ખરી રીતે અંદર બહાર બધું એક છે પણ જ્યાં સુધી માયાના ભાવે વૃત્તિ બહાર જાય ત્યાં સુધી તેને રોકવી જોઈએ. પછી જ્યારે વૃત્તિ બ્રહ્માકાર થશે ત્યારે અંદર બહાર જેવું લાગશે નહિ. બધે એક તત્ત્વ છે એ અનુભવ લેવાનો છે પણ જેઓ માયાની વાતોમાં બહુ પડેલા હોય તેમના સંગથી એવો ભાવ આવી શકતો નથી. તેથી સંગમાં, વાતોમાં, વિચારમાં અને કર્મ ઉપર બહુ ચોકી રાખીને નકામી વાતો, નકામા વિકાર અને નકામા કર્મ બંધ કરી પોતાનું સ્વરૂપ ઓળખી લેવાનું છે. એ મુખ્ય કામ છે. તે માટે ખૂબ પુરુષાર્થ કરવો. રોજ અનુભવ વધારતા જવો.

આપણું મુખ્ય કામ પોતાના સ્વરૂપને ઓળખવાનું છે અને તે એકજ સાચી વસ્તુ છે. જો ગયા વર્ષમાં રોજ બે કલાક સત્સંગ કર્યો હોય તો હવે રોજ ત્રણ કલાક સત્સંગ રાખવો અને બીજી વાતો ઓછી કરવી. એક દિવસ સંસારની બધી વાતો છોડવી પડે છે તેથી ખાસ જરૂર

વગર એવી વાતો વધારવી નહિ. તેવી રીતે રહેવાથી ભક્તિ ખૂબ વખત રહેશે.

ખૂબ પુરુષાર્થ કરીને આગળ વધવું. લોકો આપણાં વખાણ કરે કે ન કરે તે તરફ લક્ષ રાખવું નહિ પણ આપણું મુખ્ય કામ લક્ષમાં રાખીને ભક્તિ વધારતા જવી. ભક્તિમાં સામાન્ય રીતે નીચે પ્રમાણે ૭ ભૂમિકા થઈ શકે છે.

૧. પૂજામાં આસક્તિ.
૨. ભગવાનના ગુણ સાંભળવામાં અને તેનું સ્મરણ કરવામાં આસક્તિ.
૩. ૭ પ્રકારની શરણાગતિ.
૪. તન્મયતા.
૫. અસંગપણું.
૬. નિષ્ઠા.
૭. સર્વાત્મભાવ અને આનંદ.

એ ૭ ભૂમિકા ધ્યાનમાં રાખીને વધતા જવું.

૪૧

સત્સંગ કરીને દરેક પ્રકારની હદ ભાંગવાની છે અને હદ બેહદથી પરની આપણી જે સાચી દશા છે તે પ્રાપ્ત કરી લેવાની છે. ઈશ્વર તેમાં જરૂર સહાયભૂત થશે.

જેની જીજ્ઞાસા ભગવાનને માટે બહુ હોય તેને માટે ભગવાન બહુ નજીક છે. ગીતામાં પણ કહેલ છેઃ **दूरस्थं चान्तिके च तत्**—ખરા પ્રેમના દર્દી માટે તેનો પ્રેમી નજીક છે, બીજાને દૂર લાગે છે. માટે દૃઢતા વધારીને આગળ વધતા જવું. પછી અનુભવ આવવા લાગશે ત્યારે એમ લાગશે કે આવા સરળ અને નજીક ભગવાનને આટલા વર્ષ પહેલાં ભૂલી ગયા હતા તે પોતાની ભૂલ હતી.

૪૨

લોકસેવામાં સંગદોષની મુશ્કેલી ઘણાને નડે છે. સાધુઓને પણ એ મુશ્કેલી નડે છે, તેથી જેમને સંગ-

દોષ થતો હોય તેમને માટે એકાંતમાં રહી ભજન કરવું એ સારું છે. એક દિવસે બધા માણસોનો સંગ મૂકવાનો છે તો હમણાંથી જ ઓછો કરવો વધારે સારું છે. સંગ જોઈએ તો સત્સંગીનો સંગ કરવો કે જેથી પોતાના ભાવની પુષ્ટિ થાય.

સ્વપ્નાની માફક ભૂલથી ઘણા દેખાય છે. ભૂલ નીકળી જાય તો એક જ છે. કર્મ અને ઉપાસના અંતઃકરણની શુદ્ધિ માટે છે. મોક્ષનું સાક્ષાત સાધન તો જ્ઞાન જ છે અને જ્ઞાન એટલે અદ્વૈતભાવ એટલે બે દેખાય નહિ એટલો ભાવ કેળવવો.

૪૩

ભક્તિમાં ઉત્સાહ રાખી આગળ વધવું. નકામી વાતો અને નકામા વિચાર અટકાવવાની ટેવ પાડવી. માણસનું જ્ઞાન એ છેવટનું જ્ઞાન નથી. તેથી હજુ ઘણું કામ કરવાનું બાકી છે, માટે આગળ વધવું. ભગવાન તેમાં જરૂર મદદ કરશે.

કોઈ પણ રીતે દેહનો અભ્યાસ છોડીને બ્રહ્મરૂપે પોતાને ઓળખી લેવાનું છે, વારંવાર સજાતીય વૃત્તિ કરવાથી તે સહેલું થઈ પડશે.

૪૪

મનને વશ કરવા માટે ભગવાને ગીતામાં અભ્યાસ અને વૈરાગ્ય એ બન્ને સાધન બતાવેલા છે અને તે જ બરાબર છે. માટે અભ્યાસ અને વૈરાગ્ય વધારવાં. કાચબાને મારવો હોય તો તેની પીઠ તરફથી મારીએ તો તલવાર ભાંગી જાય અને ઊંધો કરીને મારીએ તો એવો પોચો હોય છે કે એક સોયથી મરી જાય તેમ મનને સંસારમાંથી ઊલટું કરીને માર્યું હોય તો તરત મરી જાય.

બધે ઠેકાણે સત્સંગ સરખો હોતો નથી છતાં જ્યાં પોતા કરતાં ઊંચું જીવન જોવામાં આવે ત્યાં ગુણદોષનો વિચાર કર્યા વગર સત્સંગનો લાભ જરૂર લેવો. જેટલું સારું વાંચન કર્યું હોય તેના ઉપર વિચાર કરવો. જેટલા વિચાર તમારા પોતાના કરશો તેટલા વિચારની અસર એવી થશે કે જીવન ફેરવી નાખશે. જેઓનું જીવન ફરતું નથી તે સારા વિચારને મનમાં ટકવા દેતા નથી અને ખોટા વિચારને જગ્યા આપે છે, માટે સારા વિચારને ટકાવવાની ટેવ પાડવી.

સત્સંગ ચાલુ રાખવો. જેમ શરીરને રોજ સાફ રાખવું પડે તેમ મનને પણ રોજ સાફ રાખવું પડે છે. જ્ઞાન થયા પછી એની મેળે ઠીક રહેશે પણ સાધનદશામાં મન ઉપર ખૂબ ચોકી રાખવી જોઇએ.

૪૫

મનનો સ્વભાવ એવો છે કે જે વસ્તુ સાચી લાગે તેમાં દોડે. જગત સાચું નથી પણ સાચું માન્યું હોય તો તેમાં મન દોડે છે. સૌ એક જગતમાં રહેતા નથી. દરેક પોતાના કલ્પિત જગતમાં રહે છે એ વાત બરાબર સમજાઈ જાય તો જણાશે કે જગત જેવી કોઇ વસ્તુ નથી. કલ્પિત વસ્તુને ભૂલતાં બાકી ભગવાન રહે છે. એ સિદ્ધાંત બરાબર પકડવા માટે અભ્યાસ અને વૈરાગ્ય જોઇએ. અભ્યાસથી સજાતીય વૃત્તિ રહે છે. વૈરાગ્યથી વિજાતીય વૃત્તિ દૂર થાય છે. તેથી દરેક વિચારમાં, વર્તનમાં, વાણીમાં બહુ ધ્યાન રાખવું. ખાસ જરૂરી કામ સિવાય બીજાં કામ કરવાં નહિ, તેમજ બીજી વાતો કરવી નહિ. આપણા વિચારથી અને વર્તનથી આપણે આપણો દેશ અને આપણો કાળ

બનાવીએ છીએ. તે વિચારમાં ફેરફાર થાય એટલે દેશ અને કાળ ફરી જશે અને ફરશે એટલે જીવન વિશાળ બનશે. મોટા થવાનું છે એટલે જે બ્રહ્મદશા પ્રાપ્ત છે તે સંભાળીને તદ્રૂપ થવાનું છે. એ લક્ષ્ય રાખીને સાધન કરતા જવું.

બીજા માણસો જગતને કેવી રીતે જુએ છે તે વિચાર બહુ કામનો નથી. કારણ કે દરેક માટે તેનું કલ્પિત જગત છે તેથી ખરી રીતે દરેક પોતાના સ્વપ્નામાં રહે છે. સ્વપ્ના વખતે સ્વપ્નાની ભૂલ જાણવી જેમ મુશ્કેલ છે તેમ જાગ્રત વખતે એટલે સાધારણ વાતો વખતે જે દ્વૈતની ભૂલ થાય છે તે તે વખતે પકડી શકાતી નથી તેથી બને ત્યાં સુધી અસંગ રહેવાથી, એકાંતથી અથવા સત્સંગથી પોતાની ભૂલની ખબર પડે છે. જેને આગળ વધવું છે તેનું જીવન સામાન્ય માણસના જેવું રહી શકે નહિ. તેને સાધારણ માણસના જીવન કરતાં જુદા પ્રકારનું જીવન કરવું પડે છે. એક દિવસ દરેકને જુદું જીવન કરવું પડે છે. સારું જીવન કરી લેવું એમાં સાચા જ્ઞાનની જરૂર છે.

## ૪૬

સારાં પુસ્તકોનું વાંચન એ કેટલેક અંશે સત્સંગનું કામ કરે છે પણ તેના ઉપર મનન બરાબર જોઈએ. તેમાંથી જેટલા વિચાર આપણા કરીએ તે વિચારની અસર આપણા જીવન ઉપર થાય છે. તે ઉપરાંત માયાનું જોર તોડવા માટે વૈરાગ્ય જોઇએ. સાથે સાથે ભગવાનનો અનુગ્રહ પણ માગતા રહેવું. ભગવાન તરત કૃપા કરે તેવા છે. નવું જીવન કરવાનું છે. તે જીવનનો સામાન્ય માણસના જીવન સાથે મેળ થાય નહિ. તેથી ખાસ જરૂરી પ્રવૃત્તિ સિવાય

બીજી પ્રવૃત્તિ વધારવી નહિ અથવા બીજાને રાજી રાખવાની ખાતર માયાની વાતો વધારવી નહિ.

ચંદનમાં સુગંધ છે પણ પાણીમાં પડયું સડી જાય તો દુર્ગંધ મારે, ફરી ઘસીએ તો મૂળ સ્વરૂપમાં આવી જાય, તેવી જ રીતે આનંદરૂપ આત્માને પોતાના સ્વરૂપમાં રાખવો. ફૂરસદનો બધો વખત તેને માટે આપવો. બધાની સાથે રહેવાનું પ્રારબ્ધ હોય ત્યારે ખાસ જરૂરી કામ સિવાય સંબંધ વધારીએ નહિ તો માયાની મુશ્કેલીઓ જીતવાનું સહેલું પડે છે. પુરુષાર્થથી મંદ પ્રારબ્ધ જીતી શકાય છે. મંદ પ્રારબ્ધની અસર મન અને પ્રાણ સુધી રહે છે. તીવ્ર પ્રારબ્ધની અસર શરીર સુધી રહે છે. તેથી શરીરના કેટલાક રોગ અને શરીરનું મરણ જીતી શકાતા નથી.

આજે શિવરાત્રી છે. શંકરના મંદિરમાં પાર્વતીજી છેટાં રહે છે તેમ તમારાથી અને ત્યાંના સત્સંગીઓથી માયા દૂર રહે તેમ ઇચ્છું છું. એ દશા આવ્યા પછી રામનવમી આવશે. તે સ્વરૂપમાં માયા પાસે છે તોએ માયાની અસર રામને બહુ લાગતી નથી, તેમ તમને લાગશે નહિ. તે પછી શ્રીકૃષ્ણની જન્માષ્ટમી આવે છે. ત્યાં માયાને બ્રહ્મરૂપે જોવાની કળા છે. રામચંદ્રજી મર્યાદા પુરુષોત્તમ છે એટલે માત્ર કેટલીક બાબતોમાં તેમણે બ્રહ્મદૃષ્ટિ કરેલી હતી. શ્રીકૃષ્ણે તો સ્ત્રીઓને બ્રહ્મરૂપ જોઇ અને અનુભવી. એ દશા બહુ અઘરી છે. તેના સાધન તરીકે શરૂઆતમાં શંકરની માફક અસંગભાવ કેળવવો જોઇએ. તે માટે શંકરની ઉપાસનાની જરૂર છે, તેથી પહેલાં શિવરાત્રી આવે છે.

પહેલાં શંકર આપણા દોષનો સંહાર કરે એટલે પછી રામ આરામ આપે અને કૃષ્ણ આકર્ષણ કરી આપણને તેના કરી લે. આપણે તેના છીએ એમ માની આપણું જીવન તેના હાથમાં સોંપી દેવાથી અને તેનું સતત સ્મરણ રાખવાથી જીવન ઉત્તમ થતું જાય છે. માણસ મટીને પ્રભુ થવાનું છે. ભૂના પતિ થવાનું છે, ભૂને તાબે કરવાનું છે. શક્તિ બધામાં છે. તેનો ઉપયોગ કરવાથી હિંમત આવી જશે.

૪૭

વિઘ્નોથી કે નડતરથી બીવાનું નથી. અંગ્રેજોને લડાઈમાં જેટલી બીક લાગે છે તેટલી બીક આપણા હૃદયની લડાઈમાં રાખવાની નથી. અંગ્રેજોનો આધાર નાની સત્તા ઉપર છે. અમેરિકા અને રશીઆની સત્તા ઉપર છે. આપણો આધાર મોટામાં મોટી સત્તા ઉપર છે. તેના ઉપર શ્રદ્ધા રાખી આપણે આપણો પાછલો સ્વભાવ જીતવાનો છે. પ્રકૃતિમાં સત્તા નથી. આપણે જ તેને ભૂતકાળમાં જે સત્તા આપી હતી તે સત્તા તે ભોગવે છે. જેમ કોઈ કન્યા સાસરે જાય ત્યારે તે દિવસે તેને કાંઈ સત્તા નથી પણ પછી બધાંને ધમકાવે છે તેમ આપણી પ્રકૃતિ કોઈવાર આપણને ધમકાવે તો બીવાનું નથી.

જ્ઞાનથી માયાની રમત જીતવાનો પ્રયત્ન કરવો. કર્મમાં સ્વતંત્ર સત્તા નથી. જ્ઞાનથી જોતાં કોઈનો આત્મા બનતો નથી, બગડતો નથી અને સુધરતો નથી. સુધારો અને બગાડો પ્રકૃતિમાં થાય છે અને તે આપણું સ્વરૂપ નથી, તેથી જ ભગવાન ગીતાનાં ૧૮મા અધ્યાયમાં કહે છે કે જ્ઞાની પુરુષ કોઈના અથવા પોતાના અકુશળ કર્મમાં દ્વેષ કરતો નથી અને કોઈના અથવા પોતાના કુશળ કર્મમાં રાગ કરતો

નથી એટલે આસક્ત થતો નથી. રાગદ્વેષ એ માયા છે. એ કાગડા ફળીઆમાં આવે તો તેને ઊડાડી દેતાં શિખવું. માયા ઊડી જશે એટલે આનંદ માટે જગ્યા મળશે.

### ૪૮

ધૂન ભજન વગેરે જે તત્ત્વ વિચાર કરી ન શકે તેમને માટે છે.

નોકરી કરતાં જ્ઞાનનો માર્ગ ખુલ્લો કરવો હોય તો બધો ફૂરસદનો વખત તે કામ માટે રાખવો જોઇએ, અને દિવસે દિવસે બ્રહ્મચર્ય વધારવું. ફૂરસદ મળે ત્યારે આત્મ-ચિંતન કરવું. આત્માના સ્વરૂપલક્ષણનો વિચાર કરવો એ ભજન ધૂન કરતાં ઊંચા પ્રકારની ભક્તિ છે. આત્મવિચારથી વૃત્તિ વધારે અંદર વળે છે અને ધૂન ભજનથી માત્ર થોડો વખત રહે છે અને પછી બહાર ચાલી જાય છે.

સામાન્ય રીતે વ્યવહારની વાતો ખાસ જરૂરની હોય તેટલી જ કરવી. એટલું ધ્યાનમાં રાખવાથી પણ માયાનું જોર ઓછું થઈ જશે.

### ૪૯

માણસનું જીવન સુધારવાને કૃપાની જરૂર છે. ઈશ્વરકૃપા, આત્મકૃપા, ગુરૂકૃપા અને શાસ્ત્રકૃપા. તે માટે હમેશાં ભગવાનની પ્રાર્થના, શાસ્ત્રનું વાંચન, ગુરૂકૃપાની ઇચ્છા, અને પોતાના જીવનના દરેક કામ ઉપર ચોકી રાખવી. ભૂલો થશે પણ પરિણામે ભૂલોનું પ્રમાણ ઓછું થઇ જશે એટલું થાય તોપણ જીત થવાની. સત્સંગનું ફળ એવું આવે છે કે ભૂલો વધતી નથી. નવું જીવન ઘડવાનું છે તેથી જૂના જીવનની ભૂલો તરફ લક્ષ ઓછું કરવું જોઇએ. આપણે

સ્વરૂપે જેવા છીએ તેવા થવાનું છે. તેથી બીજા શું કરે છે અથવા શું કહે છે તેના વિચાર કરવા નહિ. આપણો મત આપણા માટે કેવો છે તે સમજી જીવન સરખું કરતા જવું. ખરું સુખ પ્રાપ્ત છે પણ તે ન મળવાનું કારણ અંતઃકરણની અશુદ્ધિ છે. તે અરિસો વૈરાગ્યથી સાફ કરતા રહેવું. તે અરીસો સાફ થયો એટલે મોઢું બરાબર દેખાવાનું. તેમાં બીજા પ્રમાણની જરૂર નથી. સૌને માટે એ જ રસ્તો છે. અર્જુનની પાસે ભગવાન હાજર હતા તોપણ તેના અંતઃકરણની શુદ્ધિ માટે આખી ગીતા કહેવી પડી. ભગવાન આપણને નિમિત્તરૂપે વાપરે તો હરકત નથી. આપણે શરણ થયા એટલે આપણા પોતાના કામ જેવું કાંઈ રહેતું નથી. જ્યાં બધું એક સત્તાથી ચાલે છે, બને છે, બગડે છે ત્યાં તે સત્તાના સંબંધથી જ સુખ છે. બીજું જોવું એ અજ્ઞાન છે અને અજ્ઞાનથી વિક્ષેપ થાય છે. દ્વૈતભાવ અને દ્વંદ્વભાવની ઉપર રહેવાની ટેવ પાડવી. ધીરેધીરે ટેવ પડી જશે. લડાઈ કરીને મોટો દેશ જીતવાનો છે એવી રચના છે. બીજો ઉપાય નથી. બીજા નથી એમ જોવું એ ઉપાય છે. સ્વપ્નમાંથી જાગ્યાની માફક.

૫૦

જ્યાંસુધી અપરોક્ષ અનુભવ ન થાય ત્યાંસુધી સત્શાસ્ત્ર અને સત્સંગનું સેવન કરવું જોઈએ. તેના જોરથી માયાનું જોર નરમ પડે છે. માયામાં મૂળ સત્તા નથી અને જેનામાં સત્તા નથી એ કોઇ પદાર્થ નથી. તેથી માયા એ કોઇ પદાર્થ નથી. જોનારની ભૂલ એ જ માયા છે, અને એ જોનાર કાઢી શકે છે. એ ભૂલથી જુદી કોઇ માયા નથી. એ ભૂલ સત્સંગથી નીકળી શકે છે.

પોતાનું સ્વરૂપ સમજાય અને અનુભવ થાય એ જ ખરો પુરુષાર્થ છે. આહાર, નિદ્રા, ભય, મૈથુન એ ચાર તો પશુઓને વગર મહેનતે મળે છે. માણસને મહેનત કરતાં એટલું જ સુખ મળે તો તે કાંઈ પુરુષાર્થ કહેવાય નહિ. એ કરતાં તો પશુ પૂન્યશાળી કહેવાય. માણસનું જીવન તો એથી વધારે સારું સુખ મેળવવા માટે છે. શરૂઆતમાં એ કામ અઘરું લાગશે. કારણ કે, ઘણા જન્મોના સંસ્કાર પડેલા હોય છે. તે સંસ્કાર આત્માનું સ્વરૂપ બગાડી દેતા નથી પણ ભૂલાવી દે છે. તેથી આત્માનું સ્વરૂપ બરાબર જાણી, મનન કરી તેનું સ્મરણ વધારવું. જે માણસનું લક્ષ્ય જુદું છે તેનું જીવન જોવાથી કાંઈ ફાયદો નથી. તેમની ફરજ જુદા પ્રકારની હોય છે. બધા માણસો ભેગા જન્મતા નથી અને ભેગા મરતા નથી. પોતાનું પ્રારબ્ધ ભોગવવામાં યુક્તિ, બુદ્ધિ વિચાર વગેરેની મદદ લેવી જોઈએ. તેનાથી મંદ પ્રારબ્ધ તૂટે છે તેથી મનોનાશ અને વાસનાક્ષય થાય છે. શરીરનું પ્રારબ્ધ તીવ્ર હોય છે, શરીર વિકારી છે તેથી કેટલાક રોગ કે મરણ અટકાવી શકાતા નથી. છતાં તે પ્રારબ્ધ સાથે આત્માને સંબંધ નથી. તેથી મંદ પ્રારબ્ધ તોડીને પોતાનો રસ્તો ખુલ્લો કરવો. મનની ઉપર ગયા એટલે માત્ર અદ્વૈતનો અનુભવ મળે છે. ત્યાં આખું જગત એ તમારું રૂપ છે. બધે એક જ વસ્તુ છે અને તેમાં સારું નરસું બનતું નથી, આવવું જવું બનતું નથી. ઘુવડ માણસ થાય તો તે માણસનું જીવન સમજે. તે વખતે તે ઘુવડનું જીવન સમજી શકે નહિ તેમ માણસ બ્રહ્મરૂપ થાય એટલે બ્રહ્મદશા તેને તરત સમજાય અને માણસનું જીવન તેને

સમજાય નહિ. માણુસના જીવનના બનાવ એ સાચા નથી. ભૂલથી દેખાય છે. ભૂલ રહે ત્યાંસુધી રહે છે. તેથી નવા જીવન માટે નવી ટેવ પાડવી અને સારો સત્સંગ રાખી આગળ વધવું.

## પર

હમેશાં ભગવાનની પ્રાર્થના, શાસ્ત્રનું વાંચન, ગુરૂકૃપાની ઈચ્છા અને પોતાના જીવનના દરેક કામ ઉપર ચોકી રાખવી. એ પ્રમાણે રહેતાં ભૂલોનું પ્રમાણ ઓછું થઈ જશે. એટલું થાય તો આખરે જીત થવાની. જેના જીવનમાં ભૂલો વધતી જાય છે તેને માટે રસ્તો નીકળતો નથી. સત્સંગનું એક ફળ એ છે કે ભૂલો વધતી નથી. નવું જીવન ઘડવાનું છે તેથી જૂના જીવન તરફ લક્ષ ઓછું કરવું જોઈએ. આપણે આત્મસ્વરૂપે જેવા છીએ તેવા થવાનું છે. તેથી બીજા શું કહે છે અથવા કરે છે તે વિચાર કામના નથી. આપણો મત આપણા માટે કેવો છે? તે સમજી જીવન સરખું કરતા જવું. ખરું સુખ પ્રાપ્ત છે, છતાં તે ન મળવાનું કારણ અંતઃકરણની અશુદ્ધિ છે. જગતને સુધારવાનું કામ અને સમાજને સુધારવાનું કામ ભગવાનનું છે. તેમાં આપણને નિમિત્ત કરે તો હરકત નહિ. આપણે શરણ થયા એટલે આપણું પોતાના કામ જેવું કાંઈ રહેતું નથી.

## પ૩

કોઇપણ ઉપાયે આપણું સ્વરૂપ જાણી લેવું એ દરેકનું મુખ્ય કર્તવ્ય છે. ભગવત્‌કૃપા તેમાં મદદરૂપ થાય છે. તેની કૃપાથી સારો સત્સંગ મળી રહે છે અને આ જન્મને છેલ્લો જન્મ કરી શકાય છે. હિંદુસ્થાનનું ધન એ હિંદુસ્થાનની આત્મવિદ્યા છે એમ એકવાર કવિ રવિન્દ્રનાથ ટાગોર કહેતા

હતા. બીજા દેશો બીજા ધનની મહેનત કરે છે પણ છતાં મળતું નથી અને તેમાંથી લડાઇઓ ઉત્પન્ન થાય છે. હાલ સમાજમાં તમોગુણ વધારે વર્તે છે. તેમાં ફેરફાર થઈને સત્ત્વગુણનો વખત આવશે પણ ત્યાં સુધી આપણે રાહ જોવાય નહિ. દરેક માણસ સત્ત્વગુણી થવાની મહેનત કરે તો તરત સમાજનું કામ થઈ જાય. એવું બનાવવું એ ભગવાનના હાથમાં છે. આપણે આપણું કર્તવ્ય કરતા જવું અને ફળ ભગવાનના હાથમાં મૂકી દેવું.

## ૫૪

બે નથી છતાં ભૂલથી દેખાય છે. એવા સંજોગોમાં જેઓ ભૂલમાં પડેલા છે તેમનો સંગ ઓછો કરી સત્સંગ વધારવો જોઇએ અને આ જન્મ છેલ્લો કરવો જોઇએ. શરીરની સાથે દુઃખ રહેલું જ છે કારણ કે તે પરિચ્છિન્ન ભાવ છે. તેથી ફરીથી શરીર ન આવે તેવી દશા હમણાંથી જ ઉત્પન્ન થાય એવી રીતે રહેવું.

સાધુઓને પણ શરીરના રોગ ગભરાવે છે, તેથી પરિચ્છિન્ન ભાવમાંથી નીકળી અપરિચ્છિન્ન ભાવે રહેવાની ટેવ પાડવી. આત્મભાવે બધા એક છે. એ દશા સાચી છે. પણ પહેલાના સંસ્કાર દૂર કર્યા વગર નવી સ્થિતિ બંધાતી નથી. તેથી હરતાફરતાં, સુતાં, બેસતાં આત્માનું અનુસંધાન રાખવું, અને બીજી વાતો ઓછી કરવી. એક દિવસ જે ભૂલવાનું છે તે આજથી ભૂલવું. ખરી રીતે એક અખંડ સ્વરૂપ છે. તેમાં મન બરાબર ચોંટી જાય તો બીજું કાંઈ કર્તવ્ય રહેતું નથી.

## ૫૫

આપણે જેમ કર્મનું ફળ છોડવાની જરૂર છે તેમ કર્તાપણું પણ છોડવાની જરૂર છે. આપણે શું કામ કરવાનું

છે તે પણ ભગવાનને નક્કી કરવા આપવું, કારણ કે તેના સિવાય બીજી સત્તા નથી. માયામાં કાંઈ સત્તા નથી. જેનામાં સત્તા નથી એ કોઈ પદાર્થ નથી. માણસ ભૂલવાળાના સંગમાં રહીને જે ભૂલો શીખી ગયા છે, તેને ભૂલો સમજી કાઢી નંખાય તો તેનું શુદ્ધ સ્વરૂપ અનુભવમાં આવે. ગુરૂનું ખરું કામ એક અદ્વૈત તત્ત્વનો સાક્ષાત્કાર કરાવી આપવાનું રહે છે. તે તત્ત્વ તમારી પાસે છે અને સર્વત્ર છે, છતાં અનેક જન્મોની ભૂલોને લઈને વૃત્તિ તે સ્વરૂપે રહેવાને બદલે બહાર ચાલી જાય છે. બહાર પણ બધે તમે રહેલા છો છતાં તે આકારે વૃત્તિ થવાને બદલે જાણે કે બીજા કોઈ રહેલ હોય એવી ખોટી વૃત્તિ ઘણીવાર થઈ જાય છે. તેનાથી અજ્ઞાન ઉત્પન્ન થાય છે અને અજ્ઞાનથી રાગદ્વેષ અને વિક્ષેપ ઉત્પન્ન થાય છે, પણ તમે તમને જ બધે જોઈ શકો તો વૃત્તિ બરાબર થઇ કહેવાય, કારણ કે બધે એક સત્તા રહેલી છે. એવી વૃત્તિ ઘણો વખત રહે તો અજ્ઞાન નષ્ટ થઈ જાય, કોઈ ઉપર રાગદ્વેષ રહે નહિ અને જીવ પોતાના સ્વરૂપના આનંદમાં રહી શકે. તેને માટે સત્સંગની જરૂર છે. જ્યારે પ્રત્યક્ષ સત્સંગ ન મળે ત્યારે સારા પુસ્તકોનું વાંચન કરી તેના ઉપર મનન કરી, તે વિચાર આપણા કરી લેવા અને ફૂરસદે તે જ વિચાર ઘૂંટયા કરવા એટલે બીજા અજ્ઞાનના વિચાર ચાલ્યા જશે અને આગળ વધવાનો માર્ગ ખુલ્લો થશે.

## ૫૬

મન સુધી ભેદ જણાયા કરે છે. મનની ઉપર જતાં અભેદનો અનુભવ છે, તેથી ભગવાન ભક્તને વારંવાર કહે છે કે તારું મન મને આપી દે. એ કામ અઘરું છે, પણ

કરવું પડશે. સ્વપ્નામાં જેમ મનની ગરબડથી ભેદ જેવું થઈ જાય છે તેમ જાગ્રતમાં પણ મનની ગરબડથી દ્વૈત જેવું થઈ જાય છે.

વાસ્તવમાં બધું એક છે—એવી દશા ઉત્પન્ન થાય તેવી રીતે રહેવું. એકાદશ સ્કંધમાં સાતમા અધ્યાયમાં ભગવાન ઉદ્ધવજીને કહે છે કે આત્માનું અનુસંધાન છૂટી જાય ત્યારે ભેદની ભ્રાંતિ થાય છે, પછી તેમાં ગુણદોષ દેખાય છે, પછી કર્મ, અકર્મ, વિકર્મ વગેરેના વિચાર આવે છે. તેથી ભેદ ઉત્પન્ન ન થાય તેવી રીતે આત્માનું અનુસંધાન રાખવું, એટલે રોજ નિત્ય બધું એકરૂપ લાગશે. પછી કાંઇ બનતું નથી એમ લાગશે. થોડા દિવસ પહેલાં વકીલ જમીયતરામ મને અમદાવાદમાં મળ્યા હતા. મેં તેમને પૂછયું કે કચ્છમાં અજાતવાદ કેટલા સમજી શકે તેમ છે. તેમણે કહ્યું કે એવા તો ૪—૫ માણસ મળી શકે.

કોઈપણ રીતે મનની ગરબડ બંધ કરી શકાય તેવી રીતે રહેવું જોઇએ. ઉંઘમાં મન નથી તો જગત નથી. જાગ્રતમાં મન છે તો જગત છે અને જાગ્રતમાં પણ મન ન હોય તો જગત નથી. આવા જ્ઞાનની મદદમાં વૈરાગ્ય જોઇએ. જ્ઞાન અને વૈરાગ્ય એ બન્ને ભક્તિના દિકરા છે. તેનાથી મન વશ થાય છે માટે જ્ઞાન અને વૈરાગ્ય વધારવાં. તે સારા થાય ત્યારે ભક્તિને આનંદ આપે છે પરીક્ષિત રાજાનો મોક્ષ ૭ દિવસમાં થઈ ગયો તે જ્ઞાન અને વૈરાગ્યને લઇને હતો.

૫૭

તમારી પાસે વાંચવા માટે સારાં પુસ્તક છે. તે વાંચ્યા પછી ૦ાા કલાક ધ્યાન કરવાની ટેવ પાડવી. વળી

ફુરસદ મળે ત્યારે જે વાંચ્યું હોય તેનો વિચાર કરવો. તેમાંથી બને તેટલું વર્તનમાં લાવવું. બીજી વાતો જરૂર કરતાં વધારવી નહિ. તમારા ધર્મની પત્ની સાથે પણ ભક્તિની વાતો કરવી. બધા મળીને એક છે એ અનુભવ લેવાનો છે. પાણીનો લોટો દરીઆમાં નાંખ્યો હોય તેમ બ્રહ્મભાવમાં ભળવું તેને જ બ્રહ્મસંબંધ કહે છે. એ નવી જાતના વિવાહ છે, અને કાયમ રહે તેવા છે. શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધનો ૬૦ મો અધ્યાય “ રુકિમણિનું કરેલું હાસ્ય ” બે વાર વાંચી જજો. ભગવાને કરેલ મશ્કરીનો રુકિમણિએ બહુ સારો જવાબ આપેલ છે. રુકિમણિ એ જીવની વૃત્તિ સમજવાની છે અને કૃષ્ણને આત્મા સમજી એ અધ્યાય બેસાડશો તો તેમાંથી ઘણું નવું જાણવાનું મળશે.

૫૮

ભગવાન ભકતોનો યોગક્ષેમ ચલાવે છે, એટલે અપ્રાપ્તની પ્રાપ્તિ કરાવી આપે છે અને પ્રાપ્તનું રક્ષણ કરે છે. તેનો અર્થ કેટલાક એમ કરે છે કે ખાવાપીવાનું વગેરે ભગવાન આપે છે પણ વિશેષ વિચાર કરી તેનો અર્થ કરીએ તો જે આત્મિક દશાની જીજ્ઞાસુ આશા રાખે તે પણ ભગવાન તેની અંદર ઉત્પન્ન કરે છે. આપણે કંઈ સેવા કરવી એ પણ તે નક્કી કરશે. એવી ભાવના રાખવાથી સાચી આત્મિક દશા ઉત્પન્ન થશે અને સાચી અને સારી સેવા પણ સૂઝશે. જ્ઞાન થયા પહેલાં આપણું શરીર જ્ઞાન માટે ઉપયોગી છે. જ્ઞાન થયા પછી આપણા માટે આપણું શરીર નથી. તે ભગવાનનું શરીર થઈ જાય છે. તેનો ઉપયોગ તેને જેમ ઠીક લાગે તેમ કરે, એવી ભાવનાથી અદ્વૈતની સિદ્ધિ ઠીક બની રહે છે.

થોડા વખત પહેલાં એક જીજ્ઞાસુનો કાગળ આવ્યો હતો. તેણે પૂછાવ્યું હતું કે કોઇ માણસ આડે રસ્તે જતો હોય તો આપણે તેને બચાવવો કે નહિ? તેનો ઉત્તર નીચે પ્રમાણે આપ્યો હતોઃ—

જેનો સ્વભાવ કોઈને સારે રસ્તે પાડીને બચાવવાની સેવા કરવાનો છે તે તેને બચાવવા માટે પ્રયત્ન કર્યા વગર રહેશે નહિ અને છતાં પહેલા માણસનું પ્રારબ્ધ પડવાનું હશે તો તે પડયા વગર રહેશે નહિ. એ બન્ને બાબત બરાબર સમજાય તો પ્રકૃતિનો સ્વભાવ અથવા માયાનો સ્વભાવ સમજાઈ જશે. ગીતામાં પણ કહેલ છે કે ગુણ ગુણમાં વર્તે છે. પ્રકૃતિમાં સેવ્ય સેવક ભાવ અને બાધ્ય-બાધકભાવ રહે છે. એ બાબત શ્રીમદ્ ભાગવતમાં ૭મા સ્કંધમાં શરૂઆતમાં બહુ સ્પષ્ટ કરેલ છે. વ્યવહારમાં ગુંચાયેલ માણસો માટે બીજાને મદદ કરી પોતાનો સત્ત્વગુણ વધારવો એ જરૂરનું છે. તેનાથી અંતઃકરણની શુદ્ધિ થાય છે અને શુદ્ધ અંતઃકરણમાં આત્મજ્ઞાન થવાની યોગ્યતા આવે છે પણ એકદમ આગળ વધવું હોય તો અદ્વૈતભાવ કેળવવાનો પ્રયત્ન કરવો જોઇએ. ગીતાના ૧૪મા અધ્યાયમાં ભગવાને ગુણાતીત પુરુષના જે લક્ષણ બતાવેલ છે તેવો પુરુષ કોઈની પ્રકૃતિનો અથવા પ્રવૃત્તિનો દ્વેષ કરતો નથી એટલે એ અટકે તો ઠીક એવું ઇચ્છતો નથી અને એ ચાલે તેમાં પણ કાંઇ હાની લાભ જોતો નથી. વાદળાંથી સૂર્યમાં કાંઈ અંધકાર થતો નથી તેમ જગતના પ્રપંચથી આત્માને કાંઈ થતું નથી, કારણ કે પ્રપંચ વાસ્તવમાં નથી. સ્વપ્ના વખતે સ્વપ્નું સાચું છે એમ તો સ્વપ્નામાં રહેલ કહી શકે. જાગેલ માણસ કહી

શકે નહિ. તેથી જાગ્યા પછીનું જગત અને જાગ્યા પહેલાંના જગતમાં ઘણો ફેર છે. તેવી જ રીતે જ્ઞાન થયા પહેલાંના જગતમાં અને જ્ઞાન થયા પછીના જગતમાં ઘણો ફેર છે.



"દૃષ્ટિ એવી સૃષ્ટિ"

ઘુવડને દિવસે અંધારું દેખાય તેથી આપણે અંધારું માનતા નથી તેમ સામાન્ય માણસને રાગદ્વેષ, લડાઈ, કજીઆ, યુદ્ધ વગેરેના અનુભવ થાય છે તેથી જગત એવું જ છે એમ કહી શકાય નહિ. કોઈ માણસને બે સ્ત્રી હોય તેમાં શોકને ખરાબ લાગતી સ્ત્રી તેના ધણીને સારી લાગે છે. નાગણથી બીતા મનુષ્યને ખરાબ લાગતી નાગણ નાગને સુખકારક છે અને જે સુખકારક છે તેમાં સૌંદર્ય છે. તેથી માત્ર માણસની અલ્પદૃષ્ટિથી બધું સૌંદર્ય અનુભવમાં આવી શકતું નથી. તેથી માણસની દૃષ્ટિ છોડવાની જરૂર છે. વળી ભૂલમાં પડેલાના સંગથી ભૂલ નીકળી શકે નહિ, તેથી કાયમ સત્સંગની જરૂર છે. સત્સંગ કર્યા પછી બીક વગર પોતાનું જીવન નવી રીતે ઘડવાની તૈયારી રાખવી. સામાન્ય માણસના જીવનથી જુદા પ્રકારનું જીવન કરવું પડશે. તેથી જ્ઞાનપૂર્વક કર્મ થવાં જોઈએ. બીજા આપણે માટે શું કરે છે તેનો વિચાર ન કરવો. આપણે આપણે માટે શું જાણીએ છીએ તેનો વિચાર કરવો. દરદીને કેમ છે તે દરદી બરાબર જાણે છે. દાક્તર પણ તેને પૂછે છે. દરદીની દશા જેમ બીજા બરાબર સમજી શકતા નથી તેમ જ્ઞાનીની આનંદમય દશા પણ બરાબર બીજા સમજી શકતા નથી. દરદી જેટલું સમજાવી શકે છે તેટલું જ્ઞાની સમજાવી શકે છે. દાક્તર જેમ દરદીનું દર્દ થોડુંક સમજી જાય છે તેમ જ્ઞાનીની વાતો પણ કોઈ કોઈ થોડીક સમજી જાય છે. એટલું સમજાય તોપણ આગળ વધવામાં બહુ ઉપયોગી થાય છે. ફૂરસદ મળે એટલે જેટલું સમજાણું હોય તેનો જ વિચાર કરવો અને બીજા બીનજરૂરી વિચાર દૂર કરવાની ટેવ પાડવી. એક દિવસ જે બધું ભૂલવું પડશે, તે ભૂલવાની ટેવ પાડવી. બધા ભક્તો ને અને જ્ઞાનીને એવું કરવું પડે છે અને એ જ સાચો

રસ્તો છે. ઘણા અજ્ઞાનીના સિદ્ધાંત કરતાં એક જ્ઞાનીનો સિદ્ધાંત સાચો હોય છે, કારણ કે તે ભગવાનની આજ્ઞા પ્રમાણે ચાલે છે. લોકોની કલ્પનાઓને તે પ્રમાણ માનતો નથી. તેથી પહેલાં સાચું પ્રમાણ નક્કી કરી લેવાની જરૂર છે. તે નક્કી થયું એટલે રસ્તો ખુલ્લો થયો એમ સમજવાનું છે.

૫૯

જગતમાં મોટા ફેરફાર ભગવત્ સત્તાથી થાય છે છતાં ભગવાન કોઈને નિમિત બનાવે છે. તેથી કોણ નિમિત્ત બને તે કહી શકાય નહિ. આપણને જે સારું લાગે તે કરવું અને પછી તે કર્મ ભગવાનને અર્પણ કરવું. આપણે પણ તેને અર્પણ થઇ જવું એટલે કર્તા, કર્મ અને ફળ જેવું કાંઈ રહેશે નહિ. કર્મનું ફળ (અર્પણ થઈ ગયા પછી મળતા) આનંદમાં છે. અર્પણતા પૂરી થાય તો એ આનંદ જરૂર મળે છે, તેથી એવી રીતે કર્મ કરનારને તરત ફળ મળે છે. બીજાને તેના પ્રારબ્ધ પ્રમાણે, તેની ભક્તિ પ્રમાણે, તેના જ્ઞાન પ્રમાણે ફળ મળે છે. ગીતાના ૧૮મા અધ્યાયમાં ભગવાન કહે છે કે જેની સત્તાથી બધી પ્રવૃતિ ચાલે છે, જેનાથી બધું વ્યાપ્ત છે તેને આપણાં કર્મ અર્પણ કરવાથી સાચી પૂજા થાય છે. એવી પૂજા કરતાં શીખીએ તો આખો દિવસ ભગવાનની પૂજા જ થાય છે અને એમાં જ આનંદ છે.

૬૦

તમારા નવા વર્ષના નમસ્કાર પહોંચ્યા છે. નવે વર્ષે ભક્તિમાં આગળ વધવાની પ્રતિજ્ઞા લેવી. અંદર બહાર બધે એકને જોવાના છે. તેમાં આપણે બધા નિત્ય મળેલા છીએ. સાબરમતી નદી જેમ દરેક ક્ષણે સમુદ્રમાં મળતી રહે છે

તેમ આપણે હમેશાં મળેલા છીએ. એવી અદ્વૈતની ભાવના દૃઢ કરી લેવી.

## ૬૧

શરીર એ આપણું સ્વરૂપ નથી. તે રહે કે જાય તેથી આત્માને કાંઇ થતું નથી. એ વાત વારંવાર ઘૂંટીને પાકી કરવાની જરૂર છે. તત્ત્વજ્ઞાનના વિચાર કરવાની ટેવ પાડવાથી બીજા વિચાર હઠી જાય છે, બીક અને ઇચ્છા દૂર થાય છે અને પોતાનું સ્વરૂપ અનુભવમાં આવે છે કારણ કે તે સ્વયં પ્રકાશ છે.

પોતાનું સ્વરૂપ સમજાઈ જાય તો આ છેલ્લો જન્મ થઈ જાય. વારંવાર શરીર લેવામાં ઘણું દુઃખ ભોગવવું પડે છે. શરીર વગર આત્મા રહી શકે છે એ તો નિંદ્રાના અનુભવથી પણ ખબર પડે છે. જીવ જગત બધું ભગવાનનું સ્વરૂપ છે. બધું એક છે એટલે બધું નથી પણ એક છે અને એક જ રહે છે. એવી વૃતિ દૃઢ રાખવી. તે એકમાં કાંઈ નવું બનતું નથી. એવું જ્ઞાન પાકું કરીને ન્યુસપેપરની વાતો ભૂલી જવાની ટેવ પાડવી. ગામની વાતો પણ ભૂલી જવી.

## ૬૨

તમારે તમારા સ્વરૂપનો વિચાર કરતા રહેવું એ ઊંચામાં ઊંચો સત્સંગ છે. દરેકનો આત્મા આનંદરૂપ છે પણ બીજાની વાતો સાંભળીને સાચી માની લીધેલ હોવાથી ભૂલ પડી ગઇ છે. તે ભૂલ આત્મવિચારથી નીકળી જશે. આત્માનો સ્વભાવ કેવો છે તેનો વિચાર કરવો. ભગવાનનો સ્વભાવ કેવો છે તે શ્રીમદ્ ભાગવતમાં ઘણી સ્મૃતિઓમાં આપેલ છે અને તે જ સ્વભાવ દરેકના આત્માનો છે. તે

પૂરો ન સમજાય તો યે જેટલો સમજાય તેના ઉપર વિચાર કરવો. તમને સમજાવનાર તમારા હૃદયમાં છે. તમારી જરૂરીઆત તમે ન જાણી શકો તો એ તે જાણે છે. તે પોતાનું સ્વરૂપ જણાવે એવા છે. તેથી શ્રદ્ધાથી આગળ વધવું, ઘણા જન્મો સુધી નથી લીધો એવો નવો અનુભવ લેવાનો છે. તેથી શ્રદ્ધાથી આગળ વધવાની જરૂર છે. કન્યા સાસરે જવાને લાયક થાય તે પછી તેને કાંઈ કહેવું પડતું નથી. ધણી એની ગરજે તેને લેવા આવે છે. તેમ આપણે ભગવાન ભગવાન કરીએ એટલે તે સાંભળી જાય છે અને આપણા ઉપર પ્રેમ કરવા આવે છે. તેને પ્રેમ કરતાં આવડે છે અને આપણામાં પ્રેમ જાગ્રત કરતાં પણ આવડે છે. માટે આપણે તૈયાર થઇને રહેવું. દાણો વવાય ત્યારે ધૂળ ભેગો થઇને નાશ પામે છે પણ તેમાંથી અનેક દાણા નીકળે છે તેમ માણુસના અહંકારના નાશમાંથી બ્રહ્મભાવ પ્રગટ થાય છે, એ કોઇને કહેવા જેવી વાત નથી. ધણી મારે તો પણ કોઇને કહેવાય નહિ અને ધણી રમાડે તો પણ કોઇને કહેવાય નહિ, એવી આ ગુપ્ત પ્રેમબાજી છે. બેચાર સત્સંગી પ્રેમી હોય તેની વચ્ચે આવી વાત કરવામાં વાંધો નહિ. બાકી આ ખાનગી પ્રેમ એ જીવ અને બ્રહ્મ વચ્ચેની ખાનગી રમત છે. સંસારના પ્રેમમાં પણ એવી વાત કોઇ ઉઘાડી કરતા નથી. રાધાજી પણ રાસલીલામાં ભગવાનથી રીસાઈ ગયાં હતાં કારણકે તેને બધાની વચ્ચે પ્રેમ નહોતો જોઈતો. ઉચ્ચ પ્રેમ એકાંતમાં જ ભોગવી શકાય છે. ભગવાન મળ્યા એટલે આખું જગત મળ્યું. સ્રીને પતિ મળ્યા એટલે તેને આખું જગત મળ્યું એવી આ ભક્તિ છે, તરત સિદ્ધ થાય તેવી છે તેથી આળસ વગર, પ્રમાદ વગર બીજી વાતો ઓછી કરીને આત્મચિંતન કરવું. આપણે શું

જોઈએ છે તે આપણા ભગવાનને ખબર છે રુકિમણિના જેવી દશા રાખવી. જે ભગવાન સૌને પ્રાપ્ત છે, જે સર્વત્ર છે, સર્વદા છે, તે છૂપા રહી શકે તેવા નથી. તે કેવા છે? પોતાને ઓળખાવે તેવા છે. તેથી શ્રદ્ધાથી અંતર્મુખવૃત્તિ કરીને આપણા હૃદયમાં તેને પ્રગટ થવા વખત આપવો અને પછી શું બને છે તે જોયા કરવું.

૬૩

આપણી દૃષ્ટિ ઠીક થાય એટલે આપણે માટે બધે વૈકુંઠ છે. જ્યાં ભગવાન છે ત્યાં વૈકુંઠ છે. ભગવાન બધે હોવાથી વૈકુંઠ બધે છે, પણ માણસને નાની ઉંમરથી અજ્ઞાની માણસોનો સંગ થવાથી કેટલીક ખોટી ભ્રમણાઓ મનમાં પેસી ગઇ છે, તે બધી ધીરેધીરે દૂર કરીને સાચા વૈકુંઠમાં આનંદ કરવાનો છે. બધું એકરૂપ છે એ સામાન્ય જ્ઞાન છે અને પરોક્ષજ્ઞાન છે. તે આનંદરૂપ છે, અને તે હું છું, એવું જ્ઞાન થાય અને ચાલુ રહે તે અપરોક્ષજ્ઞાન છે. તે માટે પ્રયત્ન ચાલુ રાખવો.

મુશ્કેલીઓ સૌને આવે છે, સાધુઓને પણ આવે છે, પણ તેમાં આપણા જ્ઞાનની કસોટી છે. એ આપણી વ્યકિતગત લડાઈ છે. સૌના હૃદયમાં તે માટે સમુદ્રમન્થન ચાલ્યા કરે છે. પણ અંતે આપણી જીત છે. તેથી જ આપણે પરસ્પર "જય શ્રીકૃષ્ણ" કરીએ છીએ. તેનો અર્થ એવો છે કે આત્માનો જય થાય અને માયાનો પરાજય થાય.

૬૪

દુઃખ ત્રણ પ્રકારનાં છે. આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક. એ ત્રણે પ્રકારનાં દુઃખ શરીર ન આવે

તો જ મટે. તેથી જ મોક્ષને માટે ઉતાવળ રાખવી જોઈએ અને આ જન્મને છેલ્લો જન્મ કરી લેવો જોઈએ. લડાઈ બંધ થાય તો એક પ્રકારનું દુઃખ ઓછું થાય પણ બીજા ઘણા દુઃખ જીવનમાં રહેલાં છે. તે આત્મજ્ઞાન વગર જતાં નથી. તેથી હંમેશાં સત્સંગ કરી આત્મજ્ઞાન મેળવી તેમાં નિષ્ઠા બંધાય તેમ રહેવું અને બીજો સંગ છોડી દેવો કારણ કે એક દિવસ બીજું બધું છોડી દેવાનું છે તેથી આજથી જ જાણે કે મરી ગયા એમ માનીને જાણે કે નવો જન્મ આવ્યો હોય તેમ માનીને સત્સંગ વધારીને બીજી વાતો મૂકીને, પોતાના પરમ કલ્યાણમાં લાગી જવું એ જ જીવનનું સાર્થક છે. બીજા માણસો કેમ રહે છે તે જોવામાં અને તેના ગુણદોષમાં પડવામાં આપણી જિંદગીનો વખત કાઢવો નહિ. ભગવદ્ભાવે રહીને, સૌને વાસુદેવરૂપ માનીને સમતા વધારવાથી જે આનંદ મળે છે તે બીજી કોઈ પણ રીતે મળતો નથી. એવી રીતે રહેવાથી કેટલાક માણસો ટીકા કરશે, કેટલાક નુકશાન પણ કરશે પણ તે બધું સહન કરીને આપણો રસ્તો ચોખ્ખો કરવાનો છે. મંદ પ્રારબ્ધ શાસ્ત્રીય પુરુષાર્થથી તૂટે છે. શાસ્ત્ર પ્રમાણે રહેવાથી જ કર્મ તૂટે છે. બીજા શું કહે છે તે પ્રમાણ તરીકે માની શકાય નહિ. મહાત્માઓ પાસે તેમના ક્ષણિક સુખની કાંઈ કિંમત નથી માટે પોતાનું સ્વરૂપ ઓળખી તેના આનંદમાં રહેવાની ટેવ પાડવી.

## ૬૫

પોતે પોતાને ઓળખવા એ સૌની પહેલી ફરજ છે. કોઈને ખુશી કરવાની ઇચ્છાથી પોતાના સ્વરૂપનું વિસ્મરણ થતું હોય તો તે કરવું નહિ. જમવું હોય તો ભેગા

બેસીને જમાય પણ મરવું હોય તો ભેગા થઈને મરાતું નથી. દરેક જીવે પોતે પોતાની માયા દૂર કરવાની છે. માયાની દૃષ્ટિ દૂર થાય એટલે જીવ, જગત જેવું કાંઈ રહેતું નથી, ફકત ભગવાન રહે છે અને તેનાથી જીવ, જગત જુદા નથી. તેથી ફકત એક જ વસ્તુ રહે છે, એક જ હતી અને એક જ રહેશે. એટલું જ્ઞાન પાકું થઈ જાય તો જાણવું કે ઘેર પહોંચી ગયા. શરૂઆતની ભકિતમાં બહારની ક્રિયા જરૂરી છે. તે ક્રિયા વ્યવહારના વિચાર અટકાવવામાં ઉપયોગી થાય છે. જ્યારે ભક્તિ વધે છે ત્યારે અંદરનો અનુભવ આવવા માંડે છે અને બહારની ક્રિયા ઓછી થવા લાગે છે. અંદરની ભકિત કેવી રીતે થાય છે તેનો વધારે ખુલાસો મેં 'તે કોણ?' ના પુસ્તકમાં ત્રીજા વિભાગમાં કરેલ છે.

૬૬

લોક કલ્યાણની ભાવના આવે તો તે કામ કરીને પછી ભૂલી જવાની ટેવ રાખવી. આપણું મન, બુદ્ધિ, પૈસો વગેરે આપણાં નથી. જેમ ભગવાન બુદ્ધિ આપે તેમ તેની વસ્તુ તેને માટે વાપરવાની છે. સ્ત્રી જેમ પતિની વસ્તુથી પતિની સેવા કરે છે તેમ ભગવાનની આપેલી વસ્તુથી તેની સેવા કરવાની છે અને તેનો પ્રેમ મેળવવાનો છે. જેના ઉપર પ્રેમ થાય તે કેમ સુખી થાય એમ રહેવું એ પ્રેમીનું લક્ષણ છે. તેથી બધામાં પરમાત્માને જોઇ બને તેટલા બીજાને સુખી કરવાથી તે સામો પ્રેમ જરૂર આપે છે. એ રીતે રહેતાં એમ જણાશે કે આપણે બધામાં છીએ અને બધા આપણામાં છે એમ લાગતાં નિત્ય શાંતિ સહેજે રહી શકશે. કોઇ પણ રીતે અદ્વૈતભાવે રહેવાનું છે એટલે કે

એ નથી. તેથી સામે કોઈ ન રહેવાથી કોઈ જાતની ઈચ્છા કે કોઈ જાતની બીક રહેશે નહિ. બધાનું સુખ આપણું સુખ થાય એટલે એક અખંડ પૂર્ણ વસ્તુનું પૂર્ણ સુખ મળ્યા કરે. સામાન્ય રીતે માણસ પોતાને જાણે છે પણ તેનું પોતાનું વિશેષરૂપ એટલે આનંદરૂપ જાણતો નથી. તે જ્ઞાનથી ભક્તિથી, નિષ્કામ કર્મથી ધીરેધીરે અનુભવમાં આવતું જશે; વૃત્તિઓ ઓછી થવા લાગશે અને પછી એકવૃત્તિ રહીને તે પણ આત્મામાં એક થઈ જતાં વિશેષ સ્વરૂપ અનુભવમાં આવી જશે. તેમાં જે પ્રતિબંધક વૃત્તિઓ અવિદ્યાથી ઉત્પન્ન થતી હોય તેની સામે લડાઈ કરવાની છે હિંમતથી લડવું કારણ કે વસ્તુ પાસે છે. પ્રાપ્તિની પ્રાપ્તિ છે.

૬૭

જે સ્વામીઓ લોકૈષણાથી રહિત હોય છે તે ઘણે ભાગે ઉપદેશનું કામ કરતા નથી. માત્ર કોઈ વખતે જ જ્ઞાન આપે છે, તેમનું જીવન જોઈને કેટલાક સુધરે છે.

જીવ અને ઈશ્વર વચ્ચે કોઈ આવરણ હોય તો તે માત્ર ખોટી વૃત્તિનું પરિણામ છે. બધે એક જ ઈશ્વર છે એવી વૃત્તિ રહે તો તેનાથી કલ્પિત આવરણ દૂર થાય છે. વૃત્તિ એકદમ બ્રહ્માકાર થતી નથી પણ શ્રવણ, મનન અને નિદિધ્યાસન ચાલુ રહે તો બ્રહ્માકારવૃત્તિ થાય છે અને તેનાથી આવરણ ભંગ થાય છે.

જે આત્મા તમારો છે તેને રોજ કેટલા કલાક યાદ કરો છો તે લખજો. "હું દેહ નથી પણ આત્મા છું" એ ભાવના કેટલો વખત રોજ રાખી શકો છો તેની નોંધ એક ડાયરીમાં રાખજો અને લખી મોકલજો.

## ૬૮

જેમ ઘુવડને માણુસનું જીવન સમજાય નહિ તેમ માણુસની સામાન્ય દૃષ્ટિથી આત્માની શક્તિઓ માપી શકાય નહિ. અનંત પ્રકારના ચમત્કાર આત્મદશામાં જણાય છે. છતાં ખરા ભકતો અને જ્ઞાની પુરુષો તે તરફ બહુ લક્ષ આપતા નથી અને માત્ર આનંદ અને અદ્વૈતભાવ તરફ લક્ષ આપે છે.

બધાનો સાર બધે એક વસ્તુ અને એક સત્તા જોવામાં છે. બીજું દેખાય તો તે ભૂલ કાઢવાની છે. વ્યવહાર અને વિચાર બને તેટલા શુદ્ધ રાખવા. જે કાંઇ છે તે બધું એકની માલિકીનું છે તેમાં તમે અમે કોઇ જુદા રહેતા નથી.

બધો આધાર પોતાની દૃષ્ટિ કેળવવા ઉપર છે. તે માટે આત્મવિચાર જોઇએ અને તે માટે પૂરતી ફૂરસદ પણ જોઇએ.

## ૬૯

તમે દાક્તર તરીકે કોઈ દરદીને જોવા જાઓ છો ત્યારે શરીરને પંપાળવું કયાં સુધી? એ ભાવ આવતો નથી પણ તેને માટે યોગ્ય દવા કરો છો. તમારું શરીર પણ એક દરદી છે એમ માની લ્યો. દરદીને માટે જે દવા કરવી જોઇએ તે કરવી એ દાક્તરનું કામ છે. પછી દરદીના પ્રારબ્ધમાં જેમ હશે તેમ થશે. આત્માને દરદ નથી, જન્મ નથી અને મરણ નથી એવી ભાવના રાખવી. ઉંઘમાં પણ દરદ ચાલ્યું જાય છે તેથી દરદ એ આત્માનો સ્વભાવ નથી. એ શરીરનો ધર્મ છે, પણ ઘણો વખત શરીર પોતાનું માનેલ હોવાથી પ્રારબ્ધ ભોગવવું પડે છે. જેટલું ભોગવાય તેટલું ઓછું થાય છે. તેથી શરીરની જે દશા પ્રારબ્ધયોગે આવે તે

સ્વીકારી લેવી, ભગવાનનું સ્મરણ રાખવું અને યોગ્ય દવા અને ઉપચાર પણ કરવા. ભવિષ્યનો વિચાર ન કરવો, તે ભગવાન સંભાળી લેશે.

કર્મની ઝીણવટમાં ઘણા મૂંઝાયા છે. જે આત્માની સત્તાથી બધા કર્મનું બંધન છૂટે છે તે સત્તા તરફ લક્ષ રાખવું.

જ્યાંસુધી પોતાની દૃષ્ટિ બરાબર ન થાય ત્યાંસુધી બીજાને સુધારવાનો આગ્રહ રાખવો નહિ. એવો આગ્રહ રાખવાથી અજ્ઞાનીનો સંગ વધે છે અને પોતાની દૃષ્ટિ સ્થિર રહેતી નથી. પોતે સર્વાત્મભાવ કેળવવાનો છે એટલે બધું પ્રભુરૂપ જોવાનું છે પણ અસંગત્વ વગર સર્વાત્મભાવ પ્રાપ્ત થતો નથી. પ્રારબ્ધ યોગે મળેલ સંગમાં પ્રભુભાવ રાખવો, સંગ વધારવો નહિ અને પોતાની દૃષ્ટિની ભૂલો સુધારતા જવું.

પોતાના આત્માની શક્તિ પ્રગટ કરી તેની સત્તાથી કર્મની સત્તાને જીતવી એ જ પુરુષાર્થ છે. શૂન્ય દશામાં કેટલોક લાભ રહેલો છે. તેની વિગત "તે કોણ?"ના પુસ્તકમાં ત્રીજા વિભાગમાં છે.

૭૮

સંસાર એ એક પ્રકારનું યુદ્ધ છે. તેમાં ક્ષણે ક્ષણે સાવધ રહેવું, બીક અને ઇચ્છા ન રાખવી અને માયાની વાતો જરૂરી હોય તે કરતાં વધારવી નહિ. બીજું બધું ભગવાન સંભાળી લેશે. સંસારમાં રહીને યુદ્ધ કરવું અઘરું છે. છતાં સૌને કરવું પડે છે. જેટલી ભૂલ દૂર કરી શકીએ તેટલી શુદ્ધિ થાય છે અને જેટલી શુદ્ધિ થાય છે તેટલો આત્મલાભ સહજપ્રાપ્ત થાય છે.

## ૭૧

લક્ષ્ય વગરના સાધનથી જોઈએ તેવું ફળ મળતું નથી. માટે અંતે કેવી દશા પ્રાપ્ત કરવાની છે તેનું લક્ષ્ય બરાબર નજર આગળ રાખતા રહેવું અને બધાં કામ તેને અનુસરીને કરવાં. ખરું વિઘ્ન બહારથી આવતું નથી પણ પોતાના સ્વભાવમાંથી આવે છે. બહારના સંજોગોની સગવડ હોય તો સ્વભાવ સુધારવો ઠીક પડે છે, પણ અગવડમાં પણ દૃઢતા રાખી શકાય તો અંતે સારું ફળ મળે છે.

નવું જીવન એકદમ ઘડાતું નથી. ઇયળમાંથી ભમરી થાય ત્યારે ઇયળપણું ગુમાવવું પડે છે તેથી ધીરજથી પણ પ્રમાદ વગર ભગવાનના સતત સ્મરણથી જીવનનું પરિવર્તન થાય તે જોયા કરવું. તરત સુધારો ન દેખાય તો પણ હરકત નહિ. જો લક્ષ્ય ચૂકી જવાય તો પતન થાય છે. લક્ષ્ય મેળવવામાં વિઘ્ન આવે તેથી પતન થતું નથી.

## ૭૨

ઐક્યની ભાવનાથી આખું જગત બધાની પાસે છે. એ ભાવના બરાબર કેળવી શકાય અને તેમાં વિચ્છેદ ન થાય તો જગત અને ભગવાન પણ આપણી પાસે જ છે.

ભગવાનની પ્રાર્થના કરી તેની મદદ માગતા રહેવું. સાચા દિલથી કરેલી પ્રાર્થના નિષ્ફળ જતી નથી.

કેટલાકનો સ્વભાવ છેલ્લી વખતે એટલે મૃત્યુ પહેલાં થોડા વખતે સુધરી જાય છે અને કોઇનો સ્વભાવ તે વખતે બગડી જાય છે. તે ઉપરથી નવો જન્મ કેવો આવશે તેનું અનુમાન થઇ શકે છે. ગીતામાં કહેલું છે કે

અંતિમ દશા વખતે જેવી ભાવના રાખવામાં આવે તેવું ફળ મળે છે તે શુભકર્મ કરવાવાળાને અને ઉપાસના કરવાવાળાને લાગુ પડે છે. જ્ઞાનીને અંતિમ ભાવનાની ખાસ અપેક્ષા રહેતી નથી. તેની ભાવનામાં હમેશાં એક અદ્વૈત તત્ત્વ રહે છે. જેમ વકીલ ઉંઘમાં પોતાના ધંધાનું જ્ઞાન ભૂલી જતો નથી, તેમ જ્ઞાની પુરુષ છેલ્લા રોગ વખતે પોતાનું જ્ઞાન ભૂલી જતા નથી. જ્ઞાન વસ્તુતંત્ર છે. જેવી વસ્તુ હોય તેવી જાણવી તેને જ્ઞાન કહે છે. સત્ અસત્ જે કાંઈ છે તે ભગવાનરૂપ છે એવું દઢ જ્ઞાન થાય તે વસ્તુતંત્ર જ્ઞાન કહેવાય છે.

૭૩

સંસારનાં બંધનો તોડવામાં ભગવાનનો અનુગ્રહ મદદરૂપ થાય છે. શરૂઆતમાં ભગવાન જીવના પુરુષાર્થની અપેક્ષા રાખે છે. એ અપેક્ષાનું કારણ એમ છે કે જીવની ઇચ્છા ખરેખરી છૂટવાની છે કે નહિ? આપણે છૂટવાનો પ્રયત્ન કરીએ અને છૂટવા માટે જે કાયદા ભગવાને રાખેલ છે તે પાળીએ એટલે ભગવાનને ખાત્રી થાય કે હવે આ જીવને જરૂર છૂટવું છે. પછી તેનો અનુગ્રહ તરત થાય છે.

જીવની અપૂર્ણતા દૂર થતાં વાર લાગે છે, ખોટા વિચાર ઘર કરી ગયા હોય તે એકદમ જતા નથી. જેટલા વિચાર સત્સંગમાં મળ્યા હોય, જે સારા લાગતા હોય તેનું વારંવાર ચિંતન કરવું. જેટલા વિચાર તમારા કરશો તેની અસર તમારા જીવન ઉપર જરૂર થશે.

ભક્તિમાં આગળ વધ્યા પછી બધું ભગવાનની ઇચ્છાએ ચાલતું જણાય છે. તેની કૃપા રોજ મળ્યા કરે છે અને તેનો અનુભવ થાય છે પણ શરૂઆતમાં જીવના

પુરુષાર્થની જરૂર પડે છે. ભગવાનનો અનુગ્રહ થાય છે પણ શરૂઆતમાં કેટલાક જીજ્ઞાસુઓ તે બરાબર સમજી શકતા નથી.

રોજ પૈસો પૈસો ભેગો કરીએ તો પણ થોડા વખત પછી સારી રકમ ભેગી થઈ જાય તેમ રોજ એક ખોટો વિચાર દૂર કરીએ તોપણ થોડા વખતમાં અંતઃકરણની શુદ્ધિ થાય છે.

૭૪

સાધુઓમાં ઘણામાં વૈરાગ્ય હોય છે પણ અભ્યાસ પૂરો હોતો નથી અને ગૃહસ્થોમાં ઘણા અભ્યાસ સારો કરે છે પણ તેમનામાં વૈરાગ્ય પૂરતો હોતો નથી. અભ્યાસ અને વૈરાગ્ય બન્ને બરાબર હોય તેવા ગૃહસ્થ અને તેવા સાધુ બહુ મળતા નથી. મન વશ કરવા માટે અભ્યાસ અને વૈરાગ્ય બન્નેની જરૂર છે. એકથી કામ ચાલતું નથી. અપૂર્ણતા હોય અને તેનું ભાન હોય અને તે દૂર કરવાની વૃત્તિ હોય તો રસ્તો જરૂર મળી રહે છે પણ લક્ષ્ય બરાબર બંધાયું ન હોય અને તેનાં સાધન (અભ્યાસ અને વૈરાગ્ય)ની ખબર ન હોય અને દઢતા ન હોય તો કાર્ય સિદ્ધ થતું નથી. એકદમ કૂદકો મારવાનું આ કામ નથી. જેમ બે દિવસ માટે પરણાતું નથી તેમ આ બે દિવસનો ધર્મ નથી. આ તો પ્રકૃતિનું રૂપાંતર કરીને આત્મલાભ મેળવવાનો રસ્તો છે તેથી ક્ષણે ક્ષણે સ્વભાવનું ધ્યાન રાખી કામ ક્રોધ કે લોભ વધે નહિ પણ ઓછા થાય તેમ રહેવાનું છે. હમેશ એક કલાકની પૂજા પૂરી થઈ એટલે ભગવાનનું દેણું આપી દીધું એમ સમજવાનું નથી. દરેક કામમાં, દરેક ક્ષણે ભગવાન સાથે છે એમ માની વર્તવાનું

છે તેથી સામાન્ય કોટીના માણસોના જીવનથી જુદા પ્રકારનું જીવન કરવું પડશે અને તેમાં જે અગવડ આવે તે ભોગવવાની તૈયારી રાખવી પડશે. દરેક કામ ભગવાનની સેવારૂપે થવાં જોઈએ.

## ૭૫

ભક્તિમાર્ગમાં અને જ્ઞાનમાર્ગમાં બન્નેમાં વૈરાગ્યની જરૂર છે. વૈરાગ્યનો ઘણો ભાગ સંસારમાં રહીને કેળવ્યો હોય તો આગળ બહુ મદદગાર થાય છે. એ એક પ્રકારનું પોતાના સ્વભાવ સાથે યુદ્ધ છે. પણ એ યુદ્ધ સૌને કરવું પડે છે, સાધુઓને પુત્રૈષણા સાથે યુદ્ધ નથી પણ વિત્તૈષણા અને લોકૈષણા સાથે યુદ્ધ રહે છે. એ ત્રણે એષણા દેહનું અભિમાન વધારે છે. આત્માના અનુભવ માટે એ ત્રણેને જીતવી પડે છે.

બજારમાં જે ચીજ લેવી હોય તેનો જે ભાવ હોય તે આપવો પડે છે. ભગવાન જોઈએ તો તે માટે જે ભાવ રાખેલ હોય તે આપવો જોઇએ. તે ઓછે ભાવે મળે તેવા નથી.

અંદરનાં વિઘ્નોને જીતીને આત્માનું સામ્રાજ્ય લેવું એ મનુષ્યની જિંદગીની લડત છે. તેમાં હારજીત થયા કરે છે, પણ બીવું નહિ. અંગ્રેજો હારે છે તોએ લડે છે, નમતા નથી, તેમ સંસારને જીતી આત્મલાભ લેવો, તેમાં પણ હારથી બીવું નહિ. ભૂલ માટે જરા ખેદ આવે ત્યારે ભગવાનની પ્રાર્થના કરી ફરી ભૂલ ન કરવાનું વ્રત લઇએ તો ભગવાન પાછલી ભૂલો માફ કરે છે. જેને ભગવાન જોઇતા નથી તેજ માત્ર ખરી હાર ખાય છે, જેને ભગવાન જોઈએ છે તેની જીત અંતે ચોક્કસ છે.

૭૬

જે છે તેને બરાબર યાદ રાખતાં શીખવું જોઈએ, દોરડીમાં ભૂલથી સર્પ દેખાય છે તેમાં સર્પને યાદ રાખવામાં કોઇ ફાયદો નથી. તેમ ભગવાનને બદલે જગત દેખાય તો તે જગતને યાદ રાખવામાં ફાયદો નથી. એટલે કે એને એ વસ્તુ ભગવાન તરીકે યાદ રાખી શકાય, છતાં તેમાં પણ વિરૂદ્ધ ધર્મ બાબત મનનું સમાધાન કરી લેવું જોઈએ. વિરૂદ્ધ ધર્મ આપણી કલ્પનામાંથી આવે છે, તેથી કલ્પિતનો નિષેધ કરવો પડશે. આપણું જગત જે આપણે માનીએ છીએ તે દરેકની કલ્પનામાં છે. તે કલ્પનાનો નિષેધ કરતાં બાકી ભગવાન રહે છે. કલ્પના મિથ્યા હોવા છતાં આપણા વર્તનથી આપણે સાચા જેવી કરીએ છીએ.

વેદાન્તમાં કહેલ છે કે: **आरोप अपवादाभ्यां निष्प्रपंचं प्रपंच्यते** એટલે ભગવાનને બદલે જગત જોવું એ આરોપ છે અને તેના સાચા સ્વરૂપે એટલે ભગવાન રૂપે જોવું એ અપવાદ અથવા સાચું જ્ઞાન છે.

જે નાના પ્રેમમાં બંધાય નહિ તેને મોટો પ્રેમ મળે છે. પ્રેમ કરીને ભગવાનના ભેગા થવું અથવા જ્ઞાનથી ભગવાનથી આપણે જુદા થતા નથી એમ માનીને બીજી વસ્તુનો નિષેધ કરવો એ બંને રીતે અદ્વૈત ભાવ પ્રગટે છે. ભગવાનના ભેગા થવું એટલે જીવ જગત બધું આપણું રૂપ છે. સ્વપ્નામાં ભૂલથી અનેક દેખાય છે, તેવી ભૂલ જાગ્રતમાં ઘણા કરે છે. જ્ઞાની ભકત તેવી ભૂલમાંથી બચી જાય છે.

૭૭

સામાન્ય માણસો જે હાલમાં જન્મે છે તેમાં ઘણા ખરા રજોગુણ અને તમોગુણવાળા હોય છે. તેથી તેમને

માટે સત્ત્વગુણમાં કેમ આવવું એ બતાવવું પડે છે. જેનામાં સત્ત્વગુણ વધારે હોય તે યથાર્થ વાત સમજી શકે છે, અને તે પ્રમાણે જીવન ગાળી શકે છે. તેમાં પણ વિઘ્નો આવે છે, તે તેમની પરીક્ષા માટે હોય છે. વિષયોની હાજરીમાં પણ વિષયાકારવૃત્તિ ન થાય તે ખરો ભક્ત છે, અને તે ખરો જ્ઞાની છે. ક્રોધના પ્રસંગે પણ જેને ક્રોધ ન ચડે તેના મનમાં સારી સમતા રહી શકે છે. અંતે બધું એકરૂપ છે એમ સમજી સ્થિર થઈ જવાનું છે. એવા જ્ઞાનથી કોઇ ઉપર રાગ કે દ્વેષ થતા નથી, કારણ કે પોતા સિવાય બીજા કોઇ છે નહિ. તેમાં સ્વપ્નાનું દૃષ્ટાંત લેવું. સ્વપ્નામાં જેમ ભૂલથી બીજા દેખાય છે તેમ જાગ્રતમાં પણ ભૂલથી બીજા દેખાય છે. એક ઘડાથી બીજો ઘડો જુદો છે પણ એક ઘડાના આકાશથી બીજા ઘડાનું આકાશ જુદું નથી, તેથી આત્મભાવે રહેવાની ટેવ પાડવી. પહેલાં તેમાં મુશ્કેલી જેવું લાગશે પણ ધીરે ધીરે નવી ટેવ પડી જશે બીજાની કેવી દષ્ટી છે તે તરફ લક્ષ રાખવું નહિ. દરેક પોતાના કલ્પિત જગતમાં રહે છે અને જે તેને સાચું માનીને રહે છે તે ભૂલે છે. બધા એક ગામમાં રહેતા નથી. દરેકની કલ્પનાનું જગત એ આપણું જગત નથી. દરેકનું સ્વપ્નું એ આપણું સ્વપ્નું નથી. તેથી દૃષ્ટિ એવી સૃષ્ટિ છે. શરૂઆતવાળાને સૃષ્ટિ એવી દૃષ્ટિ થાય છે પણ સત્સંગથી આગળ વધેલા માટે દષ્ટિ એવી સૃષ્ટિ છે. જેમ સરકારે એક કલાકની ભૂલ એક વરસ થયા આપણા જીવનમાં નાખેલ છે અને હવે તે ભૂલ છે એવું લાગતું નથી તેમ બધું જીવન ટેવથી ઘડાય છે. ભૂલની ટેવ પડી ગયા પછી તે ભૂલ છે એવું જણાતું નથી. ઘણા માણસોને હવે ભૂખ

નવા ટાઇમ પ્રમાણે લાગે છે અને ઉંઘ પણ નવા ટાઈમ પ્રમાણે આવે છે, એ નવી ટેવનું પરિણામ છે. તે જ પ્રમાણે સંસારી સુખની ટેવથી બ્રહ્મરૂપ આત્મા માણસ જેવા બની ગયા છે. ખરેખર બન્યા નથી પણ એવું માની બેઠા છે, તેથી ભૂલ કાઢીને નવા ભાવે એટલે બ્રહ્મભાવે રહેવાની ટેવ પાડવી. એ જ સાચું જીવન છે. તેમાં ભગવાનનાં વાકયો પ્રમાણ છે. ભગવાન ગીતામાં કહે છે કે બધું વાસુદેવમય છે. એવું જાણીને રહેનાર મહાત્મા મળવા પણ મુશ્કેલ છે. તે દશા પ્રાપ્ત કરવાનું લક્ષ્ય રાખીને જીવન ગાળવું. વિઘ્નો તો બધા પ્રકારના જીવનમાં આવે છે. તેનું કારણ ભૂતકાળના સંસ્કારથી ઉત્પન્ન થયેલ પરિચ્છિન્ન ભાવ છે, એટલે દેહમાં આત્મબુદ્ધિ છે; તેથી વાણીમાં, વિચારમાં, વર્તનમાં સંભાળ રાખવી.

## ૭૮

નવા ભાવથી રહેવાની ટેવ પાડવી. દ્વૈતબુદ્ધિ એટલે ભેદબુદ્ધિ મિથ્યા છે. ભેદ કોઇ રીતે સિદ્ધ થતો નથી. બધું એક અખંડ રૂપે હંમેશાં એક છે અને તે પૂર્ણ છે. તેમાં કાંઈ બનતું નથી અને બગડતું નથી. કોઇ બનાવની સાથે આપણો સંબંધ ન થાય અને તે આપણા જ્ઞાનમાં ન આવે ત્યાં સુધી તે આપણા માટે બનતો નથી. કચ્છના ખેડૂતની સ્ત્રીઓ કે જે ખેતરમાં કામ કરતી હોય છે તેમને લડાઇની વિગતની ખબર નથી. આપણા જીવનના બનાવ આપણે સ્વપ્નાની માફક ઉત્પન્ન કરીએ છીએ. તેમાંથી મન કાઢી લેવું જોઇએ. જગતના બનાવોની કાંઈ કિંમત નથી. જે બનાવ પોતાની સત્તાથી રહી શકતા નથી, આપણે તે તરફ ધ્યાન ન આપીએ તો

તે પોતાની હયાતી જણાવતા નથી. તે પરતંત્ર બનાવોની કાંઈ કિંમત નથી. તેથી તેના તરફ ધ્યાન ન આપવું, તેને વૈરાગ્ય કહે છે, અને આત્મા તરફ ધ્યાન આપવું, તેને અભ્યાસ કહે છે. એ બંને સાધનથી મન વશ થાય છે. મન વશ થયું એટલે તે શાંત થવા લાગે છે. મન સુધી દ્વૈત છે. મનની ઉપર દ્વૈત નથી. ત્યાં એક અખંડ બ્રહ્મ સ્વરૂપનો અનુભવ રહે છે; તે તમારું, મારું અને સૌનું સાચું સ્વરૂપ છે.

૭૯

આત્માના અનુભવ શરૂઆતમાં બહુ સ્પષ્ટ હોતા નથી. તેથી સાચા છે કે નહિ તે બાબત કેટલાકને શંકા રહે છે, તેથી પ્રમાણભૂત શાસ્ત્ર, ગીતા, ઉપનિષદ, ભાગવત વગેરેનો થોડો અભ્યાસ હોય તો તેમાં શંકા રહેતી નથી. મહાત્માઓના અનુભવ સાથે પણ આપણો અનુભવ સરખાવી શકાય છે. સામાન્ય રીતે કાંઈક નવું જ્ઞાન, વ્યાપકતા, નવું તેજ, નવી શક્તિ, નવો આનંદ, શરૂઆતના અનુભવમાં આવે છે. જ્ઞાનનું સ્વરૂપ ભગવાને ગીતાના ૪થા અધ્યાયમાં એવું બતાવેલ છે કે જે મળ્યા પછી સંસારમાં મોહ ન થાય અને પ્રાણીમાત્ર આત્મારૂપે અથવા ભગવાનરૂપે લાગે. કોઈ પણ રીતે અદ્વૈતભાવ પ્રગટ થવો જોઇએ. ઘટાકાશ જેમ મહાકાશ રૂપ છે તેમ જીવ બ્રહ્મરૂપ છે. તેથી જીવ ઘણા નથી, પણ એક અખંડ ચૈતન્ય બધે વ્યાપી રહેલ છે અને તે તમારું, મારું અને સૌનું સ્વરૂપ છે. એ સિદ્ધાન્ત સમજીને એ પ્રમાણે રહેવાની ટેવ પાડવી એનું નામ શુદ્ધ આચાર છે. રેડીઓમાં નવી નવી જાતનું ઘણું વાગે છે પણ એ બધું પાવર હાઉસની પાવરનું પરિણામ છે.

જ્યાં ગીતામાં ભગવાને છેવટે કહેલ છે કે सर्वधर्मान् परित्यज्य ત્યાં એમ સમજવું કે સર્વ પ્રથક્ ધર્મને છોડીને એટલે દ્વૈતભાવ છોડીને મારે શરણુ આવ.

દ્વૈતનું મિથ્યાત્વ હવે હિસાબથી Relativity ના સિદ્ધાંત પ્રમાણે સિદ્ધ થઇ શકે છે. છતાં દ્વૈતભાવ વગર વ્યવહારની વાતો થતી નથી. તે વખતે રેડીઓની માફક બધું એક સત્તાથી ચાલે છે એવી ભાવના રાખવી. સામાન્ય જીવનમાંથી નવા પ્રકારનું જીવન કરવાનું છે તેથી ઉત્સાહ રાખવો. કોઇવાર ચડઊતર થયા કરે તે માટે હરકત નથી. ધીરે ધીરે બધું ઠીક થઇ રહેશે. પ્રકૃતિરૂપ કન્યાને સાસરે મોકલવાની છે. સાસરામાં તેનું બધું જીવન ફરી જાય છે છતાં તે સાચું છે. તેમ સિદ્ધાંતમાં બ્રહ્મદશા જ સાચી છે.

## ૮૦

મહાભારતમાં લગભગ બધાની ઉત્પત્તિ ગોટાળાવાળી છે. વ્યાસની પોતાની ઉત્પત્તિ પણ પરાશર અને મત્સ્યગંધાના સંબંધથી થઈ છે. પાંડુ, ધૃતરાષ્ટ્ર અને વિદુર પણ વ્યાસે કરેલ વિચિત્રવીર્યની સ્રીના સંબંધથી થયેલ છે. વિચિત્રવીર્ય એ શબ્દ જ નવી દિશામાં તપાસ કરવાનું સૂચવે છે. પાંડવો પણ પાંડુના દિકરા નથી છતાં પાંડવ કહેવાય છે. દ્રૌપદી વેદીમાંથી ઉત્પન્ન થઈ છે અને તેનો ભાઇ ધૃષ્ટદ્યુમ્ન કુંડમાંથી ઉત્પન્ન થયેલ છે. દ્રોણ દડીઆમાંથી થયા છે, એમ ઘણાની ઉત્પત્તિ અયોનિ જ છે. તેથી એમ લાગે છે કે એ બધા સમાધિભાષામાં સમજવાનાં પાત્રો છે. શ્રીમદ્ ભાગવતમાં ભક્તિના દિકરા જ્ઞાન અને વૈરાગ્ય માના કરતાં મોટા આપેલા છે. તે માના કરતાં

મોટા બની શકે નહિ તેથી સાંભળનારાઓનાં જ્ઞાન અને વૈરાગ્યમાં તે ઘટાવવા પડે છે. ભાગવતને છેડે બારમા સ્કંધમાં શુકદેવજીએ પરીક્ષિત રાજાને કહેલ છે કે રાજાઓની જે વાતો ભાગવતમાં તેણે સંભળાવી તે સાચી માનવાની નથી. યોગવશિષ્ટની શરૂઆતમાં પણ કહેલ છે કે તેમાં આપેલી કથાઓ સાચી માનવાની નથી પણ તેમાંથી સાર ગ્રહણ કરવાનો છે. તેવી જ રીતે મહાભારતમાંથી પણ સાર લેવાનો છે. મહાભારતના સારરૂપ ગીતા છે તેથી મેં ગીતાનો અભ્યાસ ઘણો કર્યો. મેં મહાભારત આખું વાંચેલ નથી. પણ સમાધિભાષામાં મહાભારતનો થોડાક અર્થ "હું કોણ ?" ના પુસ્તકને અંતે પરિશિષ્ટમાં આપેલ છે. રામાયણ પણ વાલ્મિક ઋષિને સમાધિમાં મળ્યું હતું.

૮૧

સત્સંગ ચાલુ રાખશો તો નવા નવા અનુભવ થવા લાગશે. જેમની ઇચ્છા તીવ્ર છે તેમને ભગવાનની કૃપા જલદી મળે છે. તીવ્ર ઇચ્છાથી પુરુષાર્થ કરવાનો છે. માટે ઉત્સાહ દિવસે દિવસે વધતો રહે તેમ કરવું. નકામો વખત ગુમાવવો નહિ. રોજ દરેક મિનીટનો હિસાબ રાખી નકામી વાતો બંધ કરી પોતાના સ્વરૂપની ઓળખાણ કરી લેવી.

૮૨

કોઇએ એક વખત એવો પ્રશ્ન પૂછયો હતો કે સોનાના દાગીનામાં જેમ સોનું સાચું છે તેમ ઘાટ પણ સાચો લાગે છે, તેમ જગત પણ સાચું લાગે છે. તેનો જવાબ એ છે કે સોનામાં અને દાગીનામાં વસ્તુ (substance) એક મળે છે. પણ ઘણા દાગીના પડયા હોય ત્યાં વ્યવહાર વખતે સોનું લાવો એમ બોલવાથી વ્યવહાર ચાલતો નથી.

વ્યવહાર માટે વીંટી, કડું વગેરે નામ પાડેલ છે; પણ સામાન્ય માણસ નામ ઉપર બહુ ભાર દે છે. ખરી રીતે વસ્તુ ઉપર ભાર દઇને તે જ યાદ રાખવી જોઇએ. તેમ સિદ્ધાંતમાં બધે ભગવાન છે. બીજાં નામ વ્યવહાર માટે છે.

## ૮૩

એક દેશી રાજ્યના મહારાજા પૂજા કરતા હતા. તે વખતે મારી સાથે નીચે પ્રમાણે પ્રશ્ન-ઉત્તર થયા હતાઃ—

તેમનો પ્રશ્ન-હું આ નૈવેદ્ય વગેરે માતાજીને ધરાવું છું તે તેને પહોંચશે કે નહિ ?

ઉત્તર—જરૂર, ભાવના પ્રમાણે પહોંચી જાય છે.

પ્રશ્ન—માતાજી તો છેટે બેઠાં છે.

ઉત્તર—માતાજીનું સાચું સ્વરૂપ અંદર બહાર બધે છે.

પ્રશ્ન—આ રાજ્યમાં કોઇ વાર પહેલાં આવવાનું થયું હતું ?

ઉત્તર—ચાર પાંચ વખત આવવાનું થયું છે.

પછી પોતે માતાજીની આરતી કરી.

તે વખતે મેં તેમને સમજાવ્યું કે આરતી વખતે આપણે માતાજીને પંચ તન્માત્રા એટલે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ ધરીએ છીએ. ટકોરી વગાડીને શબ્દ ઉત્પન્ન કરીએ છીએ, ચમ્મરથી વાયુ ઢોળીએ છીએ, બત્તીથી પ્રકાશ કરીએ છીએ, જળધારીથી જળ અર્પણ કરીએ છીએ અને પુષ્પ દ્વારા સુગંધ અર્પણ કરીએ છીએ. માતાજીની પ્રાણ પ્રતિષ્ઠા કરેલ હોય છે તેથી તેમના પ્રાણ અને તેમની શક્તિ આરતીના તેજમાં આવી જાય છે અને તે આરતી

આપણી તરફ લઇએ એટલે માતાજીનું તેજ આપણામાં આવી જાય છે.

પ્રશ્ન—એ બાબતનો કાંઈ શ્લોક છે.

ઉત્તર—પૂજાની વિધિનો એ અર્થ છે પૂજા વખતે આપે બ્રાહ્મણના કહેવાથી આંખે પાણી અડાડયું તેનો અર્થ એવો છે કે દૃષ્ટિ શુદ્ધ કરો. દૃષ્ટિ શુદ્ધ કરીને પછી આ મંદિર જોઈએ તો અહીં સામે જે હનુમાનજી અને ગણપતિ દેખાય છે તેનો અર્થ એવો છે કે હનુમાનજીની માફક બ્રહ્મચારી થઇએ તો ગણપતિ વિઘ્નો દૂર કરે. શંકરના મંદિરમાં પોઠીઓ હોય છે. તેનો અર્થ એવો છે કે આપણી પશુ જેવી વૃત્તિનું દમન કરવું જોઇએ અને આગળ કાચબો મૂકવામાં આવે છે તેનો અર્થ એવો છે કે ઇંદ્રિયોનો પ્રત્યાહાર કરવો, એટલે વિષયોમાંથી પાછી વાળવી. એટલું કરી શકાય તો શંકરના મંદિરમાં બતાવેલ છે તેમ માયા ( પાર્વતીજી ) છેટાં ઊભાં હોય તેવું જણાશે. બીજી જે સ્વરૂપ શક્તિ છે તે આશાપુરા છે, તે વ્યવહારની અને મોક્ષની આશા પૂરી કરે તેવાં છે. તે શક્તિનાં ત્રણ ઉપાસ્ય સ્વરૂપ છે. તેમાં મહાકાળી આપણા દોષનો સંહાર કરે છે મહાલક્ષ્મી આપણી રક્ષા કરે છે મહા સરસ્વતી વિદ્યા આપે છે. મહેશ્વરી એ જ્ઞાનસ્વરૂપ છે અને મોક્ષ આપે છે.

માતાનો પ્રેમ એ નિરક્ષેપ પ્રેમ છે. દિકરો પ્રેમ કરતાં ભુલી જાય તો પણ મા દિકરા ઉપર પ્રેમ કરે છે. મિત્રપ્રેમમાં પ્રેમ સાપેક્ષ રહે છે. માતાનો પ્રેમ નિરપેક્ષ છે.

૮૪

દેહ, મન અને આત્મા એ ત્રણેના સ્વભાવ જોર ન કરે તેની સંભાળ રાખવાની છે. તેમાં મુખ્ય તો મનને

ઠેકાણે લાવવાની જરૂર છે. મનની અસર બીજા ઉપર જાય છે. મનથી મનને અને પ્રાણને જીતી શકાય છે અને તેનાથી અંતઃકરણ શુદ્ધ થતાં આત્માનો અનુભવ આવવા લાગે છે. શરીરમાં તીવ્ર પ્રારબ્ધ છે તેથી કેટલાક રોગ ઉપર મનની અસર ચાલતી નથી. છતાં મન જીતી શકાય તો આત્માના અનુભવનો માર્ગ ખુલ્લો થાય છે. મનને પહેલાં જે છૂટ આપેલી હોય તે તરત દૂર થતી નથી પણ તે કામ કર્યા વગર છૂટકો નથી. તેમાં પોતાના સ્વભાવ સાથે યુદ્ધ કરવાનું છે. તે માટે અભ્યાસ અને વૈરાગ્ય જોઇએ અને તે વધે તેટલા માટે સત્સંગ જોઇએ. ફૂરસદનો બધો વખત ભગવાનના ચિંતનમાં ગાળવો અને વ્યવહાર વખતે શરૂઆતમાં ભગવાનનું સ્મરણ કરી તેની સત્તાથી ચાલવું અને નીતિ પ્રમાણે રહેવું એટલે વ્યવહાર પણ શુદ્ધ થઇ જશે. વ્યવહાર શુદ્ધ કરવા ઈચ્છનારને સંસારમાં બહુ સગવડ મળતી નથી, પણ અંતઃકરણ શુદ્ધ રહે છે. એ જ પરમ લાભ છે. શુદ્ધ વ્યવહાર કરવો એટલે બધામાં પરમાત્મા છે એવું જોવાની ટેવ કેળવવી. જેનામાં રાગદ્વેષ હોય તેનામાં પણ પરમાત્મા જોવાની ટેવ પાડવી જોઇશે, કારણ કે ત્યાં રાગદ્વેષ કાયમ રહેવાના નથી અને પરમાત્મા કાયમ રહેવાના છે, તેથી જે તત્ત્વ કાયમ રહેવાનું છે તેની સાથે સંબંધ રાખવો. છોકરાંનાં માબાપ તમે નથી પણ ભગવાન છે એવી ભાવનાથી છોકરાંઓની ઉપાધિ રહેશે નહિ. મોટી સત્તાના આધારે રહેવાથી નાની સત્તા દબાતી જશે.

૮૫

વેદાન્તીને એટલે જ્ઞાનીને ભેદ કોઈ રીતે પોસાતો નથી. પ્રવૃત્તિમાં ભેદબુદ્ધિ તરત આવી જાય છે તેથી બને તેટલી નિવૃત્તિ લઇને સ્વરૂપ તરફ વળવું.

મુરખની દૃષ્ટિમાં જગત દેખાય છે, જગતમાં કોઈ મુરખ ન હોય તો જગત દેખાય નહિ પણ બ્રહ્મ જ દેખાય, સ્વપ્નામાંથી જાગ્યાની માફક સંસારની વાતો દ્વૈતથી ભરેલી હોય છે તેથી તેવી વાતો જેટલી ઓછી થાય તેટલી ઓછી કરવી. એવી વાતોમાં સાર નથી. દરેક પોતાના સ્વપ્નામાં છે તેથી તેમાંથી પોતે જાગ્યા વગર છુટકો નથી. જૂની ઢબના સાધુઓ લોકસેવામાં માનતા નથી પણ નિવૃત્તિમાં માને છે અને નવી ઢબના સાધુઓ લોકસેવામાં માને છે. જેનું જેવું પ્રારબ્ધ હોય તેવી માન્યતા રહે છે. બન્ને સાચા છે. લોકસેવામાં દ્વૈત ભાવ ઉત્પન્ન ન થાય તો તે માન્યતા પણ સાચી છે.

૮૬

વિઘ્નોથી બીવાનું નથી. પ્રકૃતિમાં સાચી સત્તા નથી. આપણે જ ભુતકાળમાં તેને જે સત્તા આપી હતી તે તે ભોગવે છે.

જ્ઞાનથી માયાની રમત જીતવાનો પ્રયત્ન કરવો. કર્મમાં સ્વતંત્ર સત્તા નથી. જ્ઞાનથી જોતાં કોઈનો આત્મા બનતો નથી, બગડતો નથી, અને સુધરતો નથી. સુધારો અને બગાડો પ્રકૃતિમાં થાય છે અને તે આપણું સ્વરૂપ નથી.

૮૭

ચરી પાળ્યા વગર દવા કામ કરતી નથી. ચરી પાળવામાં દર્દીને કેટલીક વાર અઘરું લાગે છે. પણ તે સિવાય દવા કામ કરતી નથી માટે પાંચે ઇંદ્રિયોનો સંયમ રાખી, જરૂર કરતાં વધારે વ્યવહાર વધારવો નહિ અને ભગવાનના ચિંતનમાં ફૂરસદનો બધો વખત ગાળવો. જરૂરી કામ

નિષ્કામ ભાવે (ભગવાનની સેવા તરીકે) કરી લેવાં. બાકીનું કામ ભગવાન સંભાળી લેશે. જે વૃત્તિ ભગવદાકારે થાય છે તે આવરણ ભંગ કરે છે. આવરણ ભંગ થાય એટલે આત્મા પોતાના સ્વરૂપથી પ્રકાશે છે. ભૂતકાળનાં કર્મ જ્યારે ફળ દેવા માટે આવશે ત્યારે ફરીથી ભૂલ કરાવવાનો પ્રયત્ન કરશે પણ તેનાથી દબાવું નહિ, એ જ પુરુષાર્થ છે. શરીરના રોગ પણ કેટલેક અંશે પુરુષાર્થથી જીતાય છે. એકલું પ્રારબ્ધ સાચું હોય તો આયુર્વેદ અને ધર્મશાસ્ત્ર નકામાં થઈ પડે. માટે જેટલું કામ પુરુષાર્થથી થઈ શકે છે તેટલું પુરુષાર્થથી કરવું. એ એક પ્રકારની લડાઈ છે પણ દરેકને કરવી પડે છે. તેમાં અગવડો આવશે પણ અગવડો ભોગવ્યા વગર કોઈને મોટો લાભ મળી શકતો નથી. ચરી પાળવામાં અને કડવી દવા ખાવામાં પહેલાં અગવડ લાગે છે પણ અંતે તેનું પરિણામ સારું આવે છે. માટે હિંમતથી દરેક કર્મ ઉપર ચોકી રાખી, સંયમથી, ભક્તિથી, જ્ઞાનથી, પુરુષાર્થ કરી આગળ વધવું. એટલી તમારી કૃપા તમારા ઉપર થશે તો બાકીની કૃપા ગુરૂ અને ઇશ્વર આપીને રસ્તો ચોખ્ખો કરી આપશે.

## ૮૮

દેહ દૃષ્ટિએ અનેકત્વ દેખાય છે. તે ભૂલની દૃષ્ટિ છે. જ્ઞાનમાર્ગમાં ભૂલ કાઢવા સિવાય બીજું કાંઈ કરવાનું નથી. વૃત્તિમાં નવી ટેવ જ્યાં સુધી નથી આવી ત્યાં સુધી અઘરું લાગશે. તેને સાચી ટેવમાં રાખતા જવું એટલે જીવ જગત જેવું કાંઇ રહેશે નહિ. જીવ જગતનું વાસ્તવ સ્વરૂપ બ્રહ્મ છે તેથી તેમને વાસ્તવ સ્વરૂપે જોવાની ટેવ પાડવી.

ચરી પાળવી એટલે કોઈના ગુણદોષમાં પડવું નહિ, કારણ કે બીજું કોઈ નથી. બધાનું વાસ્તવ સ્વરૂપ એ જ તમારું વાસ્તવ સ્વરૂપ હોવાથી બધા નથી પણ એક જ છે. એ ભાવે રહી આનંદ લીધા કરવો.

જેમ સ્વપ્નાની ભૂલોથી આત્માને કાંઈ થતું નથી તેમ જાગ્રતની ભૂલોથી પણ આત્માને કાંઇ થતું નથી છતાં પ્રકૃતિના ત્રણ ગુણ એ મારા છે એમ માનીએ ત્યારે પ્રકૃતિની ભૂલો એ મારી ભૂલો છે એવું લાગશે. તે દૂર કરવા માટે સત્સંગની જરૂર છે. જ્યારે આત્માનું સ્વરૂપ સમજવામાં આવશે ત્યારે એમ લાગશે કે પ્રાપ્તની પ્રાપ્તિ અને નિવૃત્તની નિવૃત્તિ છે, એટલે માયા મૂળથી આત્મામાં નથી. મૃગજળથી જમીન ભીની થતી નથી. મૃગજળ જેવો સંસાર છે એ બાબત ભાગવતના પહેલા શ્લોકમાં આપેલ છે.

ભક્તિની સાથે જ્ઞાન અને વૈરાગ્ય પણ રાખવાં. પોતાના સાચા સ્વરૂપનું ચિંતન ચાલુ રાખવું, એટલે માયારૂપી ખોટો બાવડો બીવરાવશે નહિ. બહારની ભક્તિ એટલે પાઠ પૂજા કરતાં આત્મચિંતનવાળી આંતરિક ભક્તિ વધારે ફળ આપે છે. જીવ જગતનું સાચું સ્વરૂપ ભગવાન છે, બ્રહ્મ છે, તેથી ભગવાનના જ્ઞાનમાં અથવા બ્રહ્મના જ્ઞાનમાં જીવ જગતનું સ્વરૂપ સમાઈ જાય છે. તેથી જીવ જગતના જ્ઞાનની જરૂર નથી. રજ્જુમાં સર્પ ખોટો છે, તેમ સર્પનું જ્ઞાન પણ ખોટું છે. તેમ ભગવાનમાં જીવ જગત ખોટા છે તેથી તેનું જ્ઞાન પણ ખોટું છે. વ્યાવહારિક દૃષ્ટિએ જગત સાચું લાગે છે પણ વ્યાવહારિક દૃષ્ટિ સાચી નથી તેથી જ્ઞાન દૃષ્ટિએ બધું જોતાં

શીખવું. તે વખતે મન પણું શાંત થવા માંડશે કારણુ કે પછી મનને દોડવાની જગ્યા રહેશે નહિ. ખોટાને ખોટું માન્યા પછી સંકલ્પ ઓછા થવા લાગશે અને પછી માયાનો ભાર લાગશે નહિ. જે માયા ત્રણે કાળમાં નથી તે ભૂલથી સ્વપ્નાની માફક સાચા જેવી દેખાય છે તેથી જ્ઞાનદૃષ્ટિ કેળવવી એટલે દરેક વસ્તુ જેવી છે તેવી જોવાની ટેવ પાડવી. ઘુવડને દિવસે અંધારું દેખાય તેથી અંધારું સિદ્ધ થતું નથી તેમ માણસને માણસની દૃષ્ટિથી હું અને બીજા દેખાય તેથી જીવ અને જગત સિદ્ધ થતાં નથી. માયા એ મિથ્યા જ્ઞાનની મિથ્યા રમત છે. શેત્રંજમાં બધાં રમકડાં લાકડારૂપે લાગે એટલે રમત રમાય નહિ તેમ બ્રહ્મદૃષ્ટિ જેટલી પાકી થાય તેટલા પ્રમાણમાં સંજોગો સુધરી જશે.

૮૯

સાધન દરેકને સરખું ફાવતું નથી. દરેકને પ્રકૃતિ પ્રમાણે સાધન રહે છે. તેથી જ ગીતામાં અને ભાગવતમાં ઘણાં સાધન બતાવેલ છે. મુખ્ય સાધન તરીકે સંસારના સુખમાં વૈરાગ્ય જોઇએ અને આપણા મનના વિચારોને જોનાર જે સાક્ષી અંદર છે તેના ઉપર પ્રીતિ વધતી રહે એવું કરવું એટલે સ્વાભાવિક આનંદ વધતો જશે.

૯૦

જ્યારે માબાપનાં પૂન્ય વધારે હોય ત્યારે દિકરા માબાપની સેવા કરે છે અને જ્યારે દિકરાનાં પુન્ય વધારે હોય ત્યારે માબાપે દિકરાની સેવા કરવી પડે છે. છતાં સેવા કરનાર ભગવદ્ભાવે સેવા કરી શકે તો તે વખતે

પુન્યનો હિસાબ નથી કરવાનો પણ ભાવ પ્રમાણે ફળ મળે છે.

૯૧

સત્ય સમજવું મુશ્કેલ નથી પણ જે અસત્યને પકડયું હોય તે છોડવું માણસને મુશ્કેલ લાગે છે. જિંદગી સફળ કરવી હોય તો મન દૃઢ જોઇએ, વૈરાગ્ય જોઈએ, ઈશ્વરમાં શ્રદ્ધા જોઈએ અને સારો સત્સંગ જોઇએ.

૯૨

એક જીજ્ઞાસુએ નીચે પ્રમાણે એક પ્રશ્ન પૂછયો હતો:-

"આપણે જાગ્રત અવસ્થામાં જેમ કેટલાક સ્વપ્નાંને યાદ કરી શકીએ છીએ તેમ સ્વપ્ન અવસ્થામાં જાગ્રતના બનાવ બિલ્કુલ કેમ યાદ આવતા નથી?"

તેનો જવાબ નીચે પ્રમાણે છે:—

"આ પ્રશ્ન સ્વપ્નની દશાનો છે. તે દશામાં તે પ્રશ્ન ઉત્પન્ન કરી જુઓ તો તે વખતે તેનો જવાબ મળશે. જાગ્રતમાં સ્વપ્ન અને જાગ્રતનો જે ભેદ આપણે કરીએ છીએ તે ભેદ સ્વપ્નામાં જણાતો નથી કારણ કે સ્વપ્ન વખતે સ્વપ્ન જાગ્રત હતું. વળી કેટલીક વાર એક સ્વપ્નામાં બીજું સ્વપ્નું આવે છે, તે બીજા સ્વપ્નમાં એમ લાગે છે કે હું ઉંઘી ગયો અને પાછો જાગ્યો પણ એ જાગ્રત પહેલા સ્વપ્નામાં હોય છે.

છતાં સ્વપ્નામાં કાંઈ જાગ્રત યાદ આવતું નથી એ વાત સાચી નથી. એવા ઘણા પ્રસંગો જોવામાં આવે છે કે સ્વપ્નામાં ભૂતકાળની બનેલી વાતો યાદ આવે છે. ઘણીવાર કોઈ દટાયેલી મૂર્તિનાં સ્વપ્નાં આવે છે અને જાગ્યા પછી

તે બહાર કાઢીને ઘણાએ તેની પ્રતિષ્ઠા કરેલી હોય છે. ભવિષ્યના બનાવો પણ સ્વપ્નામાં મળી આવે છે અને પુરાણોમાં પણ એવી ઘણી હકીકત મળી આવે છે. જાગ્રતમાં સ્વપ્ન યાદ આવે છે તેનું કારણ જાગ્રતમાં માણસ સ્વપ્નું યાદ કરવા બેસે છે. એવી જ રીતે જો સ્વપ્નામાં બેસીને જાગ્રત યાદ કરવા પ્રયત્ન કરે તો તેવું જ પરિણામ આવે.

સત્ય વાત તો એ છે કે જાગ્રત અને સ્વપ્ન બંન્ને મિથ્યા છે. ફેર એટલો જ છે કે જાગ્રત લાંબો વખત ચાલે છે અને સ્વપ્ન થોડો વખત ચાલે છે. બન્નેમાં કાંઈ ખાસ ફેર નથી.

તેથી સ્વપ્નામાં જાગ્રતનું ભાન કેમ થતું નથી ? એ પ્રશ્ન સાચો નથી. વસ્તુ સ્થિતિ ઊલટી એવી છે કે જાગ્રતના ઘણા સંસ્કાર સ્વપ્નામાં આવે છે પણ સ્વપ્નાના ઘણા સંસ્કાર જાગ્રતમાં આવતા નથી. તેથી પહેલો પ્રશ્ન બની શકતો નથી.

## ૯૩

## એક જિજ્ઞાસુના પ્રશ્નો

### પ્રશ્ન-૧

પ્રભુએ પોતાની ઇચ્છાથી, પોતામાંથી મૂળ પંચતત્ત્વ ઉત્પન્ન કરી, તેમાંથી અનેક તત્ત્વ ઉત્પન્ન કરેલાં છે, અને તે અનેક તત્ત્વમાંથી નિર્જીવ અને સજીવ પદાર્થ ઉત્પન્ન કરેલા છે અને થયા કરે છે.

### ઉત્તર-૧

જો પ્રભુમાંથી નિર્જીવ અને સજીવ પદાર્થ ઉત્પન્ન થાય તો તે મૂળ પ્રભુના સ્વરૂપમાં હોવા જોઇએ, એટલે કે

પ્રભુમાં નિર્જીવ એટલે જડ વસ્તુ પણ હોવી જોઇએ. એનો અર્થ એ થાય છે કે પ્રભુ જડ જેવા હોવા જોઇએ. વળી જો જગતમાં અજ્ઞાન અને દુઃખ દેખાય છે તો તમારી માન્યતા પ્રમાણે પ્રભુમાં દુઃખ અને અજ્ઞાન પણ હોવાં જોઈએ. પ્રભુમાં દુઃખ, અજ્ઞાન કે જડતા હોય તો પ્રભુને કોઈ ભજે નહિ. અજ્ઞાન પહેલું કયાંથી આવ્યું? અને તે અજ્ઞાન પ્રભુમાં છે કે જીવમાં? અને જીવમાં હોય તો પ્રભુ અને જીવ ભેગા છે કે જુદા, એ બાબતનો ખુલાસો તમારા મનથી બરાબર નહિ કરી લો, ત્યાં સુધી તમારી માન્યતા ચોકખી થઈ શકશે નહિ. બધા ધર્મોમાં મુખ્ય મુશ્કેલી આવા વિરૂદ્ધ ધર્મ, એટલે અજ્ઞાન, દુઃખ અને જડ સ્વભાવ પ્રભુએ રચેલા જગતમાં કેમ આવ્યા, તે સમજવામાં રહેલી છે.

પ્રભુએ જે પાંચ તત્ત્વો ઉત્પન્ન કર્યાં, તે તેમણે કયાં રાખ્યાં? જ્યાં પ્રભુ હતા ત્યાં રાખ્યાં કે પોતે ન હતા ત્યાં? તેનો પણ વિચાર કરવો જોઇએ, અને જો પ્રભુ સર્વત્ર છે, તો જ્યાં પ્રભુ છે ત્યાં પાંચ તત્ત્વો પણ છે, તો તેમાંથી તે જગ્યાએ આપણે નિત્ય પ્રભુને જોવા કે અનિત્ય પાંચ તત્ત્વને જોવાં એ વિચાર કરવો પણ જરૂરનો છે. જો ત્યાં પાંચ તત્ત્વ દેખાશે તો પ્રભુ દેખાશે નહિ. માણસને પાંચ તત્ત્વ દેખાય છે, નિર્જીવ અને સજીવ દેખાય છે, તેવું પ્રભુને દેખાય છે એમ માની શકાય નહિ. ઘુવડને દિવસે અંધારુ, દેખાય, તેથી માણસને પણ અંધારું દેખાય એવો નિયમ નથી. શ્રીમદ્ ભાગવતના બીજા સ્કંધના દસમા અધ્યાયના પાંત્રીસમાં શ્લોકમાં શુકદેવજી પરીક્ષિત રાજાને કહે છે કે ભગવાનની કારણકાર્યવાળી સ્રષ્ટિનું વર્ણન મેં તમારી પાસે કર્યું; પરંતુ એ બન્ને માયાના સંબંધથી પ્રકાશિત છે, તેથી

સાક્ષાત્ સ્વરૂપને જાણવાવાળા જ્ઞાની પુરુષો તેમાંથી કોઇનો સ્વીકાર કરતા નથી. માટે સૃષ્ટિ કેવી રીતે થઈ અને કોણે કરી તે બાબત પહેલાં નક્કી કરવી જોઇએ. સૃષ્ટિ ઉત્પન્ન થઈ ત્યારે તમે જોઈ નથી, તે કેવી રીતે થઈ તે પણ તમે જોયું નથી, તમે જન્મ્યા ત્યારે પણ તમને ખબર ન હતી કે હું જન્મ્યો; તમારા જન્મ પછી તમે જેની જેની પાસેથી સૃષ્ટિ વિષે જ્ઞાન લીધું, તે બધા જ્ઞાની પુરુષો નહોતાં, તમારાં ફૂઈએ તમારું નામ પાડયું તે ફૈઇ જ્ઞાની નહોતાં; છતાં તેની વાત સાચી માનીને તમે તમારું નામ સાચું માની લીધું છે.

સૃષ્ટિની ઉત્પત્તિ માટે કાળ જોઇએ અને કાળની ઉત્પત્તિ માટે પણ કાળ જોઇએ. એ સૃષ્ટિ કચ્છની ઘડિયાળ પ્રમાણે, મુંબઈ ટાઈમ પ્રમાણે કે સ્ટાન્ડર્ડ ટાઇમ પ્રમાણે થઈ હશે તેનો વિચાર કરજો અને જો જાગ્રત અવસ્થામાં એક પ્રકારનો કાળ છે એ માનતા હો તો સ્વપ્નમાં નવી સૃષ્ટિ અને નવો કાળ કેમ દેખાય છે અને એ કયાંથી આવ્યા ? સ્વપ્નની સૃષ્ટિ જીવે ઉત્પન્ન કરી કે ભગવાને ? સ્વપ્નના વર્ષો જીવોએ ઉત્પન્ન કર્યા કે પ્રભુએ ? તમારી માન્યતા પ્રમાણે બધું પ્રભુએ ઉત્પન્ન કર્યું છે, તો બધાનાં સ્વપ્નાં, તેમાં રહેલું અજ્ઞાન, અને બધાનાં દુઃખ પણ પ્રભુએ ઉત્પન્ન કર્યા એવો અર્થ થાય; પણ પ્રભુ એવા હોય તો કોઈ તેને પૂજે નહિ અને તેની કોઇ ભક્તિ કરે નહિ.

ઊંઘમાં ઘણો વખત જાય છે છતાં ખબર કેમ પડતી નથી ? ઊંઘમાં વિષયો નથી છતાં સુખ કેમ લાગે છે ? અને જાગ્રતમાં વિષયોમાં દુઃખ છે છતાં માણસ સુખ કેમ માને છે ? માટે જેમ જાગ્રત અવસ્થાના અનુભવનો વિચાર કરવો

પડે છે, તેમ સ્વપ્ન, સુષુપ્તિ અને સમાધિની અવસ્થાનો પણ વિચાર કરવો જોઇએ. વળી પશુ, પક્ષી કોઇ સૃષ્ટિની ઉત્પત્તિનો વિચાર કેમ કરતાં નથી? જેવું માણસમાં પ્રભુનું સ્વરૂપ છે, તેવું પશુપક્ષીમાં પણ પ્રભુનું સ્વરૂપ છે, છતાં માણસને એકને જ સૃષ્ટિનો વિચાર કેમ આવે છે? માણસના જીવનમાં પણ નાનાં તરતનાં જન્મેલાં બાળક સૃષ્ટિનો વિચાર કેમ કરતાં નથી? વગેરે ઘણી બાબતોનો વિચાર કરી જોશો તો જણાશે, કે જ્યાં સુધી તમે તમને નહિ ઓળખો, ત્યાં સુધી તમને સૃષ્ટિની રચના સમજાશે નહિ. સૃષ્ટિને જોવાવાળો ન હોય તો તે સૃષ્ટિ દેખાતી નથી. એક ગામમાં બધા આંધળા અને બધા બહેરા હોય તો તે ગામ કેવું લાગે? માંડવી શહેર પણ જેવું માણસને લાગે છે તેવું ગાયને, ઊંટને, પોપટને, કે છછુંદરને સરખું લાગતું નથી; તેથી માણસને જે માંડવી દેખાય તે જ સાચું માંડવી અને બીજા જીવને જે માંડવી દેખાય તે માંડવી ખોટું માનવું એમ બને નહિ. તેથી એ બધી વિગત સમજવા માટે પહેલાં તમે અમુકના પુત્ર ક્યારે થયા, તેની તપાસ કરજો. તે તમારા પિતા થાય એમ તમે જન્મ્યા ત્યારે તમને ખબર નહોતી. ગયા જન્મમાં તમારા બીજા કોઈ પિતા હતા કે નહિ? તમે પણ અમુકના પિતા ક્યારે થયા અને પહેલો પિતા ક્યારે થયો હશે અને કેવી રીતે થયો હશે? વગેરે એવી બધી બાબતો જાણવા માટે પહેલાં "તમે કોણ?" એ જાણવાની જરૂર છે, તે માટે તપાસ કરીને તમે કોણ છો, એ લખી મોકલશો તો તમારી માન્યતા સાચી છે કે નહિ તે નક્કી કરી શકાય.

## પ્રશ્ન-૨

પ્રભુની ઇચ્છાથી તે બન્ને પ્રકારના પદાર્થો ઉપર હરેક પ્રકારની ક્રિયા પ્રતિક્રિયા થાય છે, નાનું અને મોટું, જીવન,

મરણ, ગરીબી, તવંગીરી, અને રોગી, નીરોગી વગેરે તમામ આકર્ષણથી, ઉત્પત્તિથી દરેક પ્રકારની જન્મથી મૃત્યુ સુધીની રમત રમાય છે.

## ઉત્તર–૨

જો બધી ક્રિયા પ્રભુની ઇચ્છાથી થતી હોય, તો પ્રભુ એકને સુખી અને બીજાને દુઃખી શા માટે કરે ? અને લડાઈઓ, ધરતીકંપ, દુકાળ અને રોગ વગેરે શા માટે આવે છે? પ્રભુ પોતે તો આનંદરૂપ છે, તો જીવોને જન્મ આપી સગાંસંબંધી વચ્ચે પ્રેમ કરાવીને પાછો વિયોગ શા માટે કરાવે છે? તેનો પણ વિચાર કરવો જોઇએ. વળી પ્રભુ કોઇને ગરીબ રાખે, કોઈને ધનવાન બનાવે, તેમાં પણ દિકરાનું સુખ આપે તો કીર્ત્તિનું સુખ આપે નહિ, અને બન્ને આપે તો પાછાં એ સુખ લઈ લે એવી રમત ભગવાન શા માટે રમતા હશે? તમારી પાંચ વર્ષની બાળકી મરી ગઈ, તેના જન્મ પહેલાં તે તમારી નહોતી, મરણ પછી તમારી નથી, છતાં વચમાં તમારી કેમ થઈ જાય છે ?

વળી જ્યાં મરણ થાય છે, તે જગ્યાએ પ્રભુ છે કે નહિ? અને જો પ્રભુ ત્યાં છે તો મરનારને જોવા કે પ્રભુને જોવા? મરણ પામતો માણસ કહેતો નથી કે હું મર્યો છું; અથવા મરું છું એમ કહે, તો તે મર્યો નથી; ઊંઘતો માણસ કહેતો નથી કે હું ઊંઘું છું; ઊંઘ અને મરણની સાથે 'હું' રહેતો નથી. મરણનું જ્ઞાન પાછળ રહેનારને થાય છે અને જન્મનું જ્ઞાન માબાપને થાય છે. તમે જન્મ્યા ત્યારે તમને જન્મનું જ્ઞાન નહોતું. તમને જન્મનું જ્ઞાન ક્યારે થયું ? અને જેણે તમને એ જ્ઞાન આપ્યું તે જ્ઞાની પુરુષ હતા કે નહિ ?

નાનું મોટું કોને દેખાય છે તે પણ નક્કી કરવું જોઇએ; તમે તમારા પુત્રથી મોટા લાગો છો અને તમારા પિતાથી નાના લાગો છો, તો તમે ખરેખર નાના છો કે કે મોટા ? તેનો પણ વિચાર કરવો જોઇએ.

જગતમાં જે જે રમત રમાય છે, તેમાં પ્રેમની રમત છે તેમ જ યુદ્ધની રમત પણ છે. પ્રેમની રમત સૌને ગમે છે, કારણ કે તેમાં ભુલથી જુદા માનેલા જીવની એકતા થાય છે અને યુદ્ધની રમત સૌને ગમતી નથી; કારણ કે તેમાં વિયોગ થાય છે. તેવું શા માટે થવું જોઈએ ? જગતની બધી રમતમાં સુખ થોડું દેખાય છે અને દુ:ખ વધારે છે, તો તે દુ:ખ ભગવાનમાંથી નીકળ્યું કે જીવની ભુલમાંથી નીકળ્યું ? અને જીવને ભુલમાં પણ ભગવાનને નાખ્યો હોય તો તેવા ભગવાનની ભક્તિ કોણ કરે, તેનો પણ વિચાર કરવો જોઇએ.

## પ્રશ્ન—૩

પ્રભુની ઈચ્છાથી અનેક જાતના પદાર્થોનો નાશ થાય છે, એવું આપણી દૃષ્ટિથી દેખાય છે, પણ ખરેખરો નાશ થતો નથી, સ્થળ બદલાય છે એટલે બીજી જગ્યાએ અનેક પદાર્થોરૂપે ઉત્પન્ન થાય છે.

## ઉત્તર—૩

પ્રભુમાંથી નીકળેલા અનેક પદાર્થોનો નાશ થાય છે છતાં તે બીજી જગ્યાએ રહે છે એમ તમે કહો છો તો તે બીજી જગ્યાએ પ્રભુ હશે કે નહિ અને તે જગ્યાએ પ્રભુ હોય તો ત્યાં પ્રભુને જોવામાં લાભ છે કે પદાર્થને જોવામાં લાભ છે ? સ્વપ્નમાં ઘણા પદાર્થોનો નાશ થાય

છે ને ઘણા ઉત્પન્ન થતા દેખાય છે, અને તમારી માન્યતા પ્રમાણે જો તે માત્ર સ્થળ ફેરવતા હોય તો જાગ્યા પછી એક સ્થળે તે પદાર્થ સાચા તરીકે મળવા જોઇએ, પણ તે પદાર્થ જાગ્યા પછી મળતા નથી. સ્વપ્ન વખતે જેની ઉત્પત્તિ અને નાશ તદ્દન સાચાં લાગે છે તેની સ્થીતિ પણ મળવી જોઈએ, પણ જાગ્યા પછી તે મળતા નથી. જાગ્રત જગતમાં પણ નદીનું પાણી રોજ એ ને એ મળતું નથી, ઝાડનું ફળ પણ કાલે હતું તેવું આજે રહેતું નથી. જે પદાર્થની સ્થીતિ હોય તેની ઉત્પત્તિ બને, પણ જગતમાં કયા પદાર્થની સ્થિતિ રહે છે? જો કોઈ પદાર્થની સ્થિતિ નથી તો તે પદાર્થ છે એમ કહી શકાય?

## પ્રશ્ન—૪

પ્રભુ અને મનુષ્ય પ્રાણીમાં હું કાંઇ ફેર દેખતો નથી ફક્ત મોટું નાનું સ્વરૂપ છે, બાકી બધું એક જ ( જ્ઞાનીની દૃષ્ટિએ ) છે. અજ્ઞાનીને લીધે જુદું જુદું દેખાય છે.

## ઉત્તર—૪

જો પ્રભુ અને મનુષ્યમાં કાંઈ ફેર ન હોય તો પ્રભુનો આનંદ મનુષ્યમાં આવવો જોઇએ. મનુષ્યનો પશુભાવ પ્રભુમાં દેખાવો જોઈએ, પણ માણસ વિષયના સુખ માટે તરફડે છે, પ્રભુ તરફડતા નથી. માણસ જન્મે છે અને મરે છે, અને પ્રભુ જન્મતા નથી અને મરતા નથી. માણસમાં અજ્ઞાન છે અને પ્રભુમાં નથી, માણસ એક જગ્યાએ રહે છે અને પ્રભુ સર્વત્ર રહે છે, તેથી માણસભાવે માણસ જેવો પોતાને માને છે તેવો માણસ અને પ્રભુ એક નથી, છતાં માણસ પોતાનું સાચું સ્વરૂપ સમજે અને તે પ્રમાણે

રહે તો તેનામાં જે પ્રભુનો સ્વભાવ ગુપ્ત રહેલો છે તે સ્પષ્ટ અનુભવમાં આવતો જાય અને પછી તેને માણસ કહી શકાય નહિ.

ઉપરના વિવેચન ઉપરથી જણાઈ આવશે કે તમારી માન્યતા જોઈએ તેટલી ચોખ્ખી નથી. તમે બરાબર વિચાર કરેલો નથી. જે પ્રભુ સર્વને આશ્રય આપનાર છે તેનો સ્વભાવ સત્સંગથી અને આત્મજ્ઞાનથી બરાબર ઓળખી લેવો અને તે સ્વભાવ આપણા કર્મદ્વારા પ્રગટ રાખવો એ ખરા ભક્તની ભક્તિનું મુખ્ય લક્ષણ છે.

જે પ્રભુ સાથે તમારો નિત્ય સંબંધ છે તે તમારી ક્રિયામાં અબાધ્ય દેખાવા જોઇએ. એ સંબંધ ન રહે તો બીજાને તમારી પાસેથી પ્રભુનો પરિચય મળશે કે સાધારણ માણસનો પરિચય મળશે? તમારી છેલ્લી માન્યતા પ્રમાણે ભિન્ન દેખાવમાં જે પ્રભુની અભિન્નતા નિત્ય સિદ્ધ રહે છે ત્યાં શુદ્ધ પ્રેમથી તે અભિન્નભાવનો પરિચય જો તમે ન આપી શકો, તો તમારી માન્યતા સાચી છે તેનું પ્રમાણ શું?

થોડીવાર રહેવું, જીવવું, એ કોઇને પસંદ નથી. થોડીવાર જીવન લંબાય તો ઠીક એવું સૌને ગમે છે. તો જે ચેતનાથી યુક્ત રહેવાથી હંમેશનું રહેવું બની શકે છે તેનો સંબંધ અવશ્ય રહેવો જોઇએ, અને એવો સંબંધ થાય તો આપણે નથી રહેવાના એવું કદી બનતું નથી. તેમાં અસંભાવના અને વિપરિત ભાવનાને અવકાશ નથી અથવા અવકાશ આપવો જોઈએ નહિ.

બધાનું રહેવું જો તે પરમાત્માની અંતર્ગત છે; અને જો તે જ સર્વત્ર સદા રહેલા છે તો આપણું જીવન એવું

જોઇએ કે તેનો પરિચય લઈ શકાય અને દઈ શકાય અને એવું થાય તો જ કહી શકાય કે પરમાત્મા જ રહેલા છે. પણ જ્યાં એ વાત ભુલી જવામાં આવે છે ત્યાં લોકોને અને તમને તમારી પાસેથી સાધારણ માણસ મળે છે અને તમારી પાસે પ્રભુ છે છતાં મળતાં નથી. માટે જે પ્રભુ સર્વનો આધાર છે, જે તમારી પાસે હંમેશાં છે, એનો પરિચય દેવો એ તમારું મુખ્ય કામ હોવું જોઈએ.

જેનો નિત્ય સંબંધ બની રહેલ છે તેનું સતત્ ભાન રહેલું હોય તો તેનો પરિચય આપણા કામથી મળવો જોઈએ. એવો ભાવ રાખી શકાય ત્યારે તે અવિનાશી પરમાત્માને આપણી સામે પ્રકટ થવું પડે છે. પણ જ્યાં પ્રભુનું વિસ્મરણ રહે ત્યાં માત્ર કલ્પિત જીવનની અજ્ઞાનમય દશા દેખાય છે અને તે પ્રભુનું રહેવું જાણવામાં આવતું નથી.

તેથી તેના સંબંધને અનુરૂપ થાય એવો વ્યવહાર જોઇએ. જો ભગવાનને બરાબર જાણ્યા નથી તો કયા જ્ઞાનનો પરિચય આપશો ?

તેથી જે વ્યવહારમાં જ્ઞેયરૂપી પરમાત્માનો આવિર્ભાવ થતો નથી ત્યાં જ્ઞાનનો અસંભવ જણાય છે. જો વ્યવહાર સાચા જ્ઞાનપૂર્વક હોય તો અને આપણા જીવનમાં તેની જરૂરિયાતનો નિશ્ચય બરાબર કરી લીધો હોય તો આપણા કર્મમાં તેનો આવિર્ભાવ થયા વગર રહેશે નહિ.

માટે ભગવાનની જરૂર તમારા વ્યવહારમાં તમને કેટલી લાગે છે તે નક્કી કરી લેવું જોઇએ. પરણેલી સ્ત્રીનો પતિ પરોક્ષ હોય તો તેનું કામ ચાલતું નથી તેમ ભગ-

વાન પરોક્ષ હોય તો અને તેનો સંબંધ નિત્ય રહેતો ન હોય, તો ખોટો વ્યવહાર થશે. તેથી હૃદયમાં જે પ્રભુ પ્રાપ્ત છે, તેને અનુસાર આચરણ રાખવાથી જ તેનો પરિચય મળી શકશે. ભાવ એવો હોય તો બધું એક જ છે, જ્ઞાન એવું હોય તો બધું એક જ છે, પણ જો તે પ્રમાણે વર્તન ન થાય તો તે ભાવનો પરિચય તમને અને બીજાને શી રીતે મળશે? જડ વસ્તુ આપણને મદદ કરી શકતી નથી. પણ ચેતન માટે એવી શંકા રાખવી એ નાસ્તિક ભાવ જેવું છે. ચેતનનું રહેવું જેવું છે તેવું છે. આપણે જે કામને લાયક થયા તેવું કામ ચેતન આપણી પાસેથી લેશે. જો દરેક કામમાં આપણે પ્રભુનો પ્રરિચય માગીએ તો તેવા જ્ઞાનથી રહેવાથી તેવો પરિચય જરૂર મળશે.

પ્રભુને આધારે રહેવામાં શી આપત્તિ છે? રહે છે કેવળ તે માત્ર. એ પ્રમાણે કરવું એ આપણો ધર્મ છે. બીજા કોઈ વિચારથી ભય કે ઇચ્છા ચિત્તમાં પેસી ન શકે એ જ ભક્તના જીવનનું આશ્ચર્ય છે. જ્યાં ભય અને ઇચ્છા રહે છે ત્યાં પ્રભુ હોવા છતાં દેખાતા નથી.

મોંઢેથી બોલવું કે હું ભગવાનમાં માનું છું છતાં પોતાના જ્ઞાનમાં ભિન્ન સત્તાનો વિચાર રહી જાય તો એક ભગવાન હોવા છતાં તેનાથી ભિન્ન બીજું કાંઈ માનવાથી સાચા ભગવાન માન્યતામાં નથી. તો મનથી ગમે તે ભગવાનનું સ્વરૂપ કહેવાથી તમારી કલ્પનાના ભગવાન મળશે કે ખરા ભગવાન મળશે?

મનથી માનેલા ભગવાન એ વાસ્તવમાં સાચા ભગવાન નથી તો મળશે શું? હોય તો મળે ને? મહેનત કરતાં પણ મળશે નહિ.

જો બધી જગ્યાએ ભગવાન છે. તો જુદા રહેવાની જગ્યા આપણને ક્યાં મળી અને તેનો સ્વભાવ પ્રગટ થવાને બદલે બીજો સ્વભાવ કેમ પ્રગટ થઈ જાય છે?

પ્રભુને સ્વીકાર્યા વગર–તેનો ઉપયોગ આપણા જીવનમાં કર્યા વગર માત્ર અહંકારી ભાવથી રહેવાથી મિથ્યા જીવનનો પરિચય મળે છે.

આપણને ભગવાન મળેલા છે, એ જ્યાં સુધી પ્રગટ ન થાય, બીજાના જીવનમાં દૃષ્ટિ ચાલી જાય, પોતાના નિત્ય રહેવામાં રહે નહિ, તો આપણું રહેવું ભગવાનને આધારે સિદ્ધ થતું નથી અને જીવનમાં જે નવીનતા આવવી જોઈએ તે આવશે નહિ. સામાન્ય ચેતન એ તો માયાના ગુણની એક પ્રગટ અવસ્થા છે. જે કર્મથી પ્રભુ સિવાય બીજું કાંઇ મળે નહિ, કારણ કે બીજું કાઈ છે જ નહિ, તે કર્મ જ કર્મ છે અને એવાં કર્મ કરવાં એ જ ભકતજીવન છે.

ભક્તની સાથે ભગવાનને રહેવું એ ખાસ જરૂરી છે એ તો બધાએ માનવું પડશે. તેથી માયાની દશામાં પણ તેનો સંબંધ રાખી તેને પ્રગટ રાખવા અને તેનો પરિચય આપવો એ જરૂરનું છે.

ભક્ત તો ભગવાન સિવાય બીજા કોઈને જાણતો નથી, કારણ કે એના વિના બીજું કોઈ છે નહિ, અને એવા જ્ઞાનવાળા જ ભકત કહેવાય છે. આપણી જગ્યાએ પરમાત્મા હોય તો તે કેવું વર્તન રાખે એમ સમજીને તે પ્રમાણે વર્તવું જોઈએ. એવી ભાવનાથી રહેવાય તો જ ભગવાનનું રહેવું સિદ્ધ થઈ શકશે.

ધનવાન પાસે ધન હોય તે સ્વાભાવિક છે, ઉપયોગનો વખત આવતાં ધનનો ઉપયોગ થાય છે તો જ્ઞાનવા-

વાળાના જ્ઞાનનો ઉપયોગ પણ સ્વાભાવિક છે, ધનવાળો વખત મળ્યે ધનનો ઉપયોગ ન કરે તો તેનું ધન શા કામનું ?

વ્યવહારથી ભગવાનનું અસ્તિત્વ સિદ્ધ નથી, પણ ભગવાન છે માટે તે ભાવનો વ્યવહાર થવો જોઈએ આપણે ભગવાનની સાથે છીએ એ વ્યવહારથી બતાવવાનું છે. એવી ભાવના જ્યાં હોય ત્યાં ભગવાનને ભક્ત સાથે વ્યવહારમાં રહેવું પડે છે, ત્યારેજ ખરૂં જીવન સમજાય છે અને આખું જીવન ભગવદ્સેવારૂપ થાય છે.

૯૪

આત્મા ખોટા ભાવમાં આવતો નથી. તે પોતાનો સ્વભાવ છોડતો નથી. અંદરથી બહાર આવતો નથી કારણ કે તેને અંદર બહાર જેવું નથી. જાગ્રત દશા, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે માયાની દશા છે એટલે ઉપાધિની દશા છે અને તે સાચી નથી પણ જે દશામાં આત્માનું ભાન નથી તે દશામાં અનાત્માનો અધ્યાસ છે. એ અધ્યાસ બીજી દશામાં દૂર થાય. તેથી આત્માનું અનુસંધાન વધારે રહે તેમ રહેવું.

૯૫

માયાનું સ્વરૂપ એવું છે કે સ્વામીજી તમને એક દિવસ ભૂલી જશે અને તમે તેમને એક દિવસ ભૂલી જશો. એ વખત આવવાનો છે અને સ્વરૂપની દૃષ્ટિએ જોઇએ તો બધું અખંડ અદ્વૈત છે. તેમાં કાંઈ નવું બનતું નથી કે બગડતું નથી. બીજું કાંઈ ન હોવાથી યાદ રાખવાનું રહેતું નથી અને ભુલવાનું રહેતું નથી.

છીપમાં છીપનું જ્ઞાન અને રૂપાનું જ્ઞાન એવા બે જ્ઞાનની જરૂર નથી. જે વસ્તુ સાચી હોય તેનું જ્ઞાન રાખવું.

તેવી જ રીતે બ્રહ્મનું જ્ઞાન અને જગતનું જ્ઞાન એવાં બે જ્ઞાનની જરૂર નથી. જગતનું જ્ઞાન બ્રહ્મદશામાં બાધ્ય થઇ જાય છે, જગત દેખાય ત્યારે પણ તે સાચું નથી. ભ્રાંતિથી જે દેખાય તેને જગત કહે છે. નાની ઉમરના છોકરાંની જેવી વાતો છે તેવી વાતો મોટી ઉમરના માણસોની છે. વાંદરાની વાતો છે તેવી માણસની વાતો છે. જેને જગત દેખાય છે તેને કેવી રીતે દેખાય છે તેનો વિચાર બરાબર થાય તો તે જગત કલ્પિત હોવાથી ત્રણે કાળમાં નથી. તે સમજવા માટે વધારે અભ્યાસની જરૂર છે.

૯૬

આત્મભાવમાં કેટલીવાર રહી શકાય છે અને દેહભાવમાં કેટલીવાર રહી શકાય છે તેનો આધાર દરેક સાધકની અંતઃકરણની શુદ્ધિ ઉપર છે. એક આત્મા સિવાય બીજું કાંઈ સત્ય નથી એ સમજણ પાકી થઈ ગઈ હોય તો તે પ્રમાણે રહીને નિષ્ઠા કરી લેવી જોઇએ. નિષ્ઠાનો ક્રમ એ જીવન્મુક્તિનો ક્રમ છે. એની શરૂઆત જ્ઞાનમાર્ગની પાંચમી ભુમિકાથી થાય છે. તે ભુમિકાને અસંસક્તિ કહે છે. તેથી માણસોના સહવાસથી અને માણસોની વાતોથી અસંગપણું કેળવવું જોઈએ. જૂના ભાવે રહીને નવા ભાવની નિષ્ઠા થઈ શકે નહિ. સજાતીય વૃત્તિ આવે તે પણ જો કે અનાત્મભાવ છે છતાં તે આવરણભંગ કરવામાં ઉપયોગી છે.

વિવાહના પ્રસંગ વખતે થોડોક વિક્ષેપ લાગશે, કારણ કે તેવા પ્રસંગ આત્મભાવે કરવાની ટેવ પાડેલ નથી, વળી તે વખતે અનાત્માની વાતો, દેહના સુખની વાતો અને વિજાતીય પ્રત્યય વધી પડે છે. એ કારણને લઇને વિવાહ થયા પછી તરત કન્યાને ભગવાનના મંદિરે દર્શન કરવા

માટે મોકલવાનો રીવાજ વૈષ્ણવધર્મમાં છે. સંસારમાં ખાવાપીવાનું અને વિષયોનું જે કામ રહે છે તેનો ભોગ કર્યા પહેલાં તે ભગવાનને ધરીને પછી સ્વીકારવાથી ખોટી વૃત્તિ બહુ જોર કરતી નથી અને સંયમ રાખવામાં ભગવાન મદદ કરે છે. દરેક કામમાં ભગવાનને યાદ કરવાથી વૃત્તિમાં ઘણો ફેર પડે છે.

૯૭

ક્રિયા, કારક વગેરે લૌકિક હોય કે વૈદિક હોય તે બધું બ્રહ્મરૂપ છે એવી બુદ્ધિથી જે કર્મ થાય છે તેના ફળમાં બ્રહ્માકારવૃત્તિ ઉત્પન્ન થાય છે, અને ટકી રહે છે, એવાં કર્મ વાસ્તવમાં અકર્મ જ છે, એવી દૃષ્ટિને જ જ્ઞાનદૃષ્ટિ કહે છે. હાઇસ્કૂલો અને કોલેજોમાં જે જ્ઞાન આપવામાં આવે છે તેનાથી બ્રહ્માકારવૃત્તિ થતી નથી. તેનાથી રોટલી મળે છે પણ જીવનની વિશાળતા થતી નથી તેમાં ઇચ્છા ઉપર વૃત્તિ સતત રહે છે અને રોજ ખોટી ખોટી શંકાઓ થયા કરે છે. લોકસેવા કે દેશસેવા જો બ્રહ્માકારવૃત્તિથી થાય તો જ જીવનમાં વિશાળતા આવે છે અને તે માણસ પોતાના ચારિત્ર્યથી બીજાને સાચો રસ્તો બતાવી શકે છે. પણ એવા કર્મની ટેવ પડયા વગર એવી બુદ્ધિ આવતી નથી અને એવી બુદ્ધિ આવ્યા વગર એવાં કર્મની ટેવ પડતી નથી; તેથી મુશ્કેલીઓ ઓળંગતાં અને ભુલો સુધારતાં સુધારતાં જીવન વિશાળ કરવું પડે છે. જો જ્ઞાન પ્રમાણે જીવન ન થાય તો જીવન પ્રમાણે જ્ઞાન થઇ જાય છે.

૯૮

જે કર્મમાં માત્ર સ્વાર્થ રહે છે તેમાંથી અનર્થ થાય છે. રાગદ્વેષવાળા યુદ્ધ, સટ્ટા, ચોરી, અનીતિ, માંસાહાર

વગેરેમાં બીજાં પ્રાણીઓને પીડા થાય છે તેવાં કર્મ કરનારના પુણ્યનો ક્ષય થાય છે. તેવાં કર્મમાં અહંકાર વધે છે. જીવન બહુ ટૂંકું થાય છે, પ્રભુતાનો માર્ગ બંધ થઈ જાય છે અને જીવ વારંવાર ક્ષુદ્ર યોનિઓમાં રખડે છે. એવા કર્મમાં ઇંદ્રિયો ઉપર સંયમ રહેતો નથી, અને બુદ્ધિ એવી બગડે છે કે જીવનનો હેતુ સમજાતો નથી. વળી અનાત્માનો એક વિચાર ટકાવવા માટે બીજા ઘણા તેવા વિચાર કરવા પડે છે અને આત્માના સ્વરૂપનો વિચાર કરવા જેટલી ફુરસદ રહેતી નથી. કામ, ક્રોધ અને લોભ વધી જાય છે અને તેની ખબર રહેતી નથી. જેને અસત્ય બોલી માત્ર પૈસો ભેગો કરવાનું લક્ષ્ય રહે છે તેનું જીવન સ્વાર્થી થતું જાય છે અને બગડેલો સ્વભાવ જીવનમાં દરરોજ ઘણી મુશ્કેલીઓ ઉત્પન્ન કરે છે.

## ૯૯

ફળની ઇચ્છા અને અભિમાન એ માણસનું જીવન ટૂંકું અને નાનું બનાવી દે છે. ખરી રીતે આખું જગત એક સત્તાથી ચાલે છે. તેથી "મેં કર્યું" એવો ભાવ રાખવાથી તે સત્તાનો પરિચય મળતો નથી, પણ ઊલટું, સ્વપ્નાની માફક ખોટી સત્તાનો અનુભવ થાય છે. આપણે જાણીએ કે હવે અહંકાર ગયો ત્યારે પણ તે અંતઃકરણના કોઇ ખૂણામાં ગુપ્તપણે ભરાઈ રહેલો હોય છે.

ફળની ઇચ્છાની પણ જરૂર નથી કારણ કે બધાં કર્મનું ફળ જીવનની વિશાળતા છે, તેને જ બ્રહ્મ કહે છે. કર્મના ફળની ઇચ્છા એટલે બધી ઇચ્છા છોડવાથી તે દશા મળે છે.

આત્મભાવે આપણે બધાના હૃદયમાં રહેલા છીએ તેથી ખરી રીતે બધાનું સુખ અને બધાનું જ્ઞાન અને

બધાંનાં કર્મનાં ફળ એકનાં છે, તેથી આપણે માટે જુદું કે નાનું ફળ કે સુખ રાખવાની જરૂર નથી, તેથી ફળનો વિચાર કરવો નહિ. વેદાન્તમાં પણ વૃત્તિ વ્યાપ્તિની જરૂર માનેલી છે, ફળ વ્યાપ્તિની જરૂર માનેલી નથી. વૃત્તિ બ્રહ્માકાર રહે એવાં કર્મ થાય, તેનાથી બ્રહ્મના આનંદરૂપી ફળપ્રાપ્તિ થાય છે.

૧૦૦

રાગનો માર્ગ પણ સારો છે. ભક્ત મુક્તિ માગતો નથી પણ ભક્તિ માગે છે. ભક્ત પ્રકૃતિને સાચી માને છે તેથી રાગ વધારીને અથવા શરણભાવમાં રહીને ભગવાનના અનુગ્રહથી બધાને એક રાગમાં સમાવી દે છે. જ્ઞાની પણ આત્માની મુક્તિ માગતો નથી, કારણ કે આત્મા મુક્ત છે, પણ પ્રકૃતિ મિથ્યા હોવાથી પ્રકૃતિની મુક્તિ જ્ઞાનથી થઇ શકે છે. બન્ને રીતે પૂર્ણતા થાય છે.

ભક્તને ઘેર ભગવાન આવે છે. જ્ઞાની ભગવાનને ઘેર જાય છે. બન્ને રીતે મેળાપ થાય છે. ભક્તિમાર્ગમાં કન્યાને ઘેર વર આવે છે અને વર સાસરામાં રહે છે. વામન ભગવાન બલિ રાજાને ત્યાં રહ્યા તે પ્રમાણે. જ્ઞાનમાર્ગમાં કન્યા ( એટલે પ્રકૃતિ ) સાસરે જાય છે અને ત્યાં વરની સાથે ભળી જાય છે. બન્ને રીતે વર કન્યા ભેગાં થાય છે.

રાગ ન હોય તેનું નામ વૈરાગ્ય નથી. ખોટો રાગ છોડવાનું નામ વૈરાગ્ય છે. જ્ઞાની પણ આત્મામાં ખૂબ રાગ રાખે છે, અને આત્માને બધે જુએ છે તેથી રાગ પૂર્ણ થાય છે.

જીવનો પ્રેમ વધે અથવા રાગ વધે એવું કરવું હોય તો જીવની શક્તિથી વધશે નહિ. તેથી ભગવાનના અનુગ્રહની જરૂર પડે છે તે માટે જીવમાં શરણાગતિ જોઈએ. શરણા-

ગતિના છ પ્રકાર "તું કોણ ?" ના પુસ્તકમાં સમજાવેલ છે.* એવી શરણાગતિ હોય તો પ્રેમનાં ઝરણાં મળ્યા કરશે.

ભગવાનનો અનુગ્રહ એટલે ભગવદ્ભાવે બધું જોવાની ટેવ પાડવી. સાથે સાથે હૃદયમાં તેનો સંચાર થશે.

ભક્તિ અને જ્ઞાન બન્નેનું ફળ સર્વાત્મભાવ અને આનંદ છે. પણ શરૂઆતમાં હૃદયપ્રધાન અંતઃકરણ માટે ભક્તિ સારી છે અને બુદ્ધિપ્રધાન અંતઃકરણ માટે જ્ઞાન પણ સારું છે. ભગવાન ગીતામાં કહે છે બન્નેમાંથી કોઈ એકમાં નિષ્ઠા થાય તો બન્નેનું ફળ મળે છે.

૧૦૧

જ્યાં એક સત્તાનો (અનેક વસ્તુ સાથે) અનુભવ રહે છે તે ભક્તિમાર્ગનો ક્રમ છે. તે પછી એમ લાગશે કે જેમાં સત્તા નથી એ કોઈ વસ્તુ નથી. કલ્પિત અનેક વસ્તુ હોય ત્યાં સાચી વસ્તુ એક હોય છે. તે અનુભવ થયા પછી જ્ઞાન અને આનંદ અખંડ રહી શકે છે કારણ કે વસ્તુ એક હોવાથી મનની કલ્પના તરત શાંત થઈ જાય છે.

૧૦૨

કોઈ સંન્યાસીને કુટીચક થઈને રહેવાનું પ્રારબ્ધ હોય અથવા કોઈને પરિવ્રાજક થઈ ફરવાનું પ્રારબ્ધ હોય અથવા કોઈ જ્ઞાનીને ઘરમાં રહેવાનું પ્રારબ્ધ હોય પણ દરેક સ્થળે વિવેકબુદ્ધિને રાખીને તો રહેવું જ જોઈએ. નકામો વ્યવહાર બહુ વધી ન જાય તેની સંભાળ રાખવી જોઈએ અને પ્રારબ્ધયોગે જે વ્યવહાર પ્રાપ્ત હોય તે અધિષ્ઠાન સહિત સ્વીકારવાથી તે ભગવાનની લીલાનો પરિચય

---

* આ પુસ્તકમાં ૭૨ મે પાને છે.

આપી શકે છે. જો પ્રાપ્ત વ્યવહારમાં અધિષ્ઠાનનો સંબંધ અથવા તેનું જ્ઞાન રાખી ન શકાય તો એક જગ્યા છોડી બીજી જગ્યાએ જવાનું મન થાય છે અને પ્રવૃત્તિથી કંટાળો આવે છે. વ્યવહાર દ્વૈતની ભાવના ઉત્પન્ન કરતો હોવાથી તેમાં અધિષ્ઠાનની ભાવના સતત રાખવી મુશ્કેલ તો છે પણ નવી ટેવ પાડવી જોઇએ અને તેવી ટેવ પડી જાય તો નવા નવા સારા અનુભવ ( ભગવાનની શક્તિના અને એની લીલાના ) મળી શકે છે.

તેમ ન બને તો પ્રારબ્ધયોગે પ્રાપ્ત થયેલ વ્યવહાર કરી પછી બધું સ્વપ્ના જેવું કલ્પિત માની ભૂલી જવાથી પણ વ્યવહાર નડતો નથી.

કોઈ વખતે કેટલાકને અંદરની દશા એવી હોય છે કે માણસોના સંગની વચ્ચે પણ બ્રહ્મદશા રહે છે અને કોઈ વખતે વળી બહુ વાતો વધી જાય ત્યારે મંદીનો વેપાર પણ ચાલે, એવું ઘણાને થાય છે. છતાં સ્વરૂપમાં કાંઈ વધઘટ થતી નથી અને તેજીમંદી થતી નથી.

## ૧૦૩

કુંભના મેળામાં ક્રિયાત્મક ભક્તિ વધારે હતી. જ્ઞાનની વાતો બહુ જ થોડી હતી. ઘણાનો અધિકાર બહારની ક્રિયામાં હોય છે. તેથી તેમની સંખ્યા વધારે જણાય છે. બાકી સ્વરૂપમાં ક્રિયાની જરૂર નથી, यत्कृतकं तदनित्यं જે જે સુખ કર્મથી મળે છે તે અનિત્ય છે. જો આત્મા કર્મથી મળે તો તે પણ અનિત્ય થઈ જાય. આત્મામાં ક્રિયાની જરૂર નથી છતાં ક્રિયા જણાય તો સમુદ્રનાં મોજાંની માફક બધું એક અભિન્ન સ્વરૂપ છે એમ સમજવાથી ક્રિયા પણ

અંતર્ગત થઈ જાય છે. એ તદ્દન નવા પ્રકારનું જીવન છે. ગાય મરીને માણસ થઈ જાય તો તે જીવનમાં કેટલો ફેર લાગે ? તેમ બ્રહ્મજ્ઞાની પોતાને સર્વવ્યાપક જોતો નવો જ બની જાય છે ब्रह्मवित् ब्रह्मैव भवति–એ આપણું સાચું સ્વરૂપ છે. જે અલ્પ છે તે મરણધર્મવાળું છે. જે ભુમા છે, પરિપૂર્ણ છે તેમાં જ સુખ છે. તે સૌને પ્રાપ્ત છે. પ્રાપ્તની પ્રાપ્તિ જ્ઞાનથી અનુભવી શકાય. અપ્રાપ્તની પ્રાપ્તિમાં કર્મ જોઈએ પણ આત્મા અપ્રાપ્ત નથી. જેવું છે તેવું જાણવું અને માનવું એ જ જ્ઞાન છે. રોજ એ જ વાત સાંભળીએ તો સહેલું છે. બીજું સાંભળીએ તો એ વાત અઘરી થઈ જાય માટે ખાસ કામ વગર બીજું ચિંતન છોડી સ્વરૂપનું ચિંતન રાખવાથી એકદમ સરળતાથી તે અનુભવમાં આવે છે.

## ૧૦૪

સંસારનું સુખ જેને ગમે છે તેવા સંસારી માણસોના સંગથી કોઈને લાભ થયો નથી. છતાં સાધુઓને, ભિક્ષા નિમિત્તે, મુસાફરીમાં અને ઉપદેશ વખતે એવો સંગ થાય છે. તેની અસર દૂર કરવા માટે નીચે પ્રમાણે ત્રણ ઉપાય છે:–

કર્મની દૃષ્ટિએ—બીજા નથી છતાં જ્યાં સુધી બીજા દેખાય છે ત્યાં સુધી કસોટી માટે ભગવાન એવા પ્રસંગ આપે છે એમ સમજવું.

ભક્તિની દૃષ્ટિએ—જડભરત જેમ પરેચ્છા પ્રારબ્ધથી ફરતા હતા અને દેવીના ભોગ માટે જવા તૈયાર થયા અને પાલખી ઉપાડવા પણ તૈયાર થયા તેમ ભગવાનની જેવી ઇચ્છા હોય તે પ્રમાણે બધા બનાવમાં તેનું અનુસંધાન રાખીને ભક્ત ફરે છે.

જ્ઞાનની દૃષ્ટિએ—વ્યાવહારિક સત્તા પ્રાતિભાસિક છે. તેથી વસ્તુતાએ કાંઈ બનતું નથી. જે કાંઈ બને છે તે પ્રમાતાને માટે બને છે. તે ખોટો હોવાથી સ્વપ્નાની માફક જાગ્રતમાં પણ કાંઈ બનતું નથી. સ્વપ્નામાં વ્યવહાર થાય છતાં સાચું કાંઈ બની જતું નથી.

## ૧૦૫

ભગવાનની માયા બહુ વિચિત્ર છે. એટલે માયાની દૃષ્ટિથી માયા છે. અજ્ઞાનનું કારણ આત્માનું અજ્ઞાન છે. જ્ઞાનદૃષ્ટિથી માયા નથી અને અજ્ઞાન નથી. રજ્જુમાં સર્પ અને સર્પનું જ્ઞાન બન્ને ખોટાં છે. સર્પ બિલકુલ નથી. સર્પના જ્ઞાનની ભ્રાંતિ છે. તેમ જગત નથી પણ જગતના જ્ઞાનની ભ્રાંતિ ઘણાને છે છતાં આપણી દૃષ્ટિ જ્ઞાનમય થાય એટલે ઘણા નજરે રહેતા નથી, તેથી માત્ર આપણી દષ્ટિ જ સાચી કરી લેવાની છે.

રજ્જુમાં સર્પ દેખાય ત્યારે કાંકરો મારીએ તો રજ્જુને લાગે છે; સર્પને લાગતો નથી, તેથી જે દેખાય છે તે બ્રહ્મ જ છે. જે છે તે આકારે વૃત્તિ રાખીએ એટલે આવરણભંગ થાય છે અને સ્વરૂપનો પ્રકાશ સ્વરૂપથી થાય છે, પણ વ્યવહાર એ વૃત્તિને ટકવા દેતો નથી તેથી તમારી માફક વ્યવહાર થોડો હોય અને તેટલો જ્ઞાનપૂર્વક થાય તો માયા બિચારી શું જોર કરી શકે ? ગીતામાં ભાવ-સંશુદ્ધિ ઉપર નીલકંઠીમાં અને શંકરભાષ્યમાં એવો અર્થ કરેલ છે કે "વ્યવહારકાલે પણ માયારહિતપણું" રાખવું. જૂની ટેવથી કોઈ વખતે ક્રિયામાં દષ્ટિ ચાલી જાય પણ સતામાં દષ્ટિ રહે તેવી નવી ટેવ પાડવી, એટલે પછી ક્રિયા પણ બ્રહ્મરૂપ લાગશે. માત્ર સતાના ભાન વગરની

ક્રિયા જ માયાનું રૂપ પકડે છે. સત્તાના ભાનવાળી ક્રિયા તો ભગવાનની લીલા બતાવશે અને એ જ નવું જગત અને ખરું જગત છે એમ લાગશે. પ્રવૃત્તિવાળા મહાત્માને તેમની પ્રવૃત્તિ નડે છે કે નહિ તે જોવું તે તેમનું કામ છે. જેમને બ્રહ્મદશા પ્રાપ્ત કરવી છે તેમણે બધી પ્રવૃત્તિ એક સત્તાથી થાય છે. એવું જાણી કોઈના ગુણદોષમાં પડવું નહિ, અને તેને જ ભગવાન ગુણ કહે છે. ( એકાદશ સ્કંધ ૧૯ મા અધ્યાયનો છેલ્લો શ્લોક ). ખરી રીતે એક અખંડ વસ્તુમાં ગુણદોષ જેવું બનતું નથી. જો દ્વૈત સાચું હોય તો ગુરૂ, શાસ્ત્ર નકામાં થઈ પડે અને અદ્વૈત સાચું હોય તો કોઈ માણસ સારો કે ખરાબ નથી કારણ કે વસ્તુ એક છે અને તે સદા પૂર્ણ છે. તે આપણું સૌનું સ્વરૂપ છે તેથી તમે અમે બધા પૂર્ણ છીએ એટલે કે તમે અમે જેવું કાંઈ નથી. સ્વપ્નામાંથી જાગ્યા જેવું છે. બે મિત્રોમાં એકની પદવી વ્યવહારમાં મોટી હોય પણ બન્ને મળે ત્યારે મોટા નાના જેવું રહેતું નથી. ભક્ત ભગવાનને મળે ત્યારે પણ ભગવાન ભગવાનપણું ભૂલી જાય છે અને ભક્ત ભક્તપણું ભૂલી જાય છે. એ જ વાચ્યાર્થનો ત્યાગ છે. ભગવાન કહે છે કે જે મને જે ભાવે ભજે તેને હું તે ભાવે ભજું છું. આપણે દ્વૈત રાખીએ તો ભગવાન દ્વૈત રાખે, આપણે અદ્વૈત રાખીએ તો તે અદ્વૈત રાખે. તેથી માત્ર આપણી આંખ ભદ્ર જુએ, કાન ભદ્ર સાંભળે અને મન ભદ્રનું ચિંતન કરે. એ જ ઉપનિષદનો શાંતિપાઠ **भद्रं कर्णेभिः श्रुणुयाम देवाः** વગેરે. એ ત્રણ સુધરે એટલે બહાર કાંઇ ભૂલ નથી કારણ કે એક વસ્તુમાં અંદર બહાર જેવું કાંઈ રહેતું નથી. માત્ર બીજાની સાથે વ્યવહારની વાતનો પ્રસંગ પ્રારબ્ધયોગે આવશે તે વખતે સાવધ

રહી બહુ દ્વૈતની વાતોમાં ન પડીએ તો કોઈ જાતની મુશ્કેલી નથી. પરમતત્ત્વ સહજ, સરળ અને સ્વયંપ્રકાશ છે.

૧૦૬

બહારનું વાતાવરણ હવે કેટલાંક વર્ષો સુધી શાંત રહે તેવું લાગતું નથી. દરેક દેશમાં વસ્તી વધી છે અને અજ્ઞાની માણસોની વસ્તી વધી છે. તમોગુણી માણસો ભયાનક સાધનથી જ સુધરે છે. તેમને માટે વેદાન્તનો ઉપદેશ કામ ન લાગે. રજોગુણીને માટે રોચક સાધન છે અને સત્ત્વગુણી માટે યથાર્થ વાણી કહેલ છે. તેથી બહારના વાતાવરણ માટે તો ઈશ્વરી સ્વભાવવાળા એટલે જ્ઞાનવાળા અને સિદ્ધિવાળા કોઇ મહાત્મા આવે ત્યારે જ સુધરે તેવું છે પણ મુમુક્ષુએ બહારના વાતાવરણનો વિચાર કરવાની જરૂર નથી. જેને પોતાને જ્ઞાન મેળવી નિત્ય આનંદ મેળવવાનો છે તેને માટે હમેશાં સત્યુગ છે. માયાની અંદર હમેશાં "શું થશે ?" એમ લોકોને વિચાર આવ્યા કરે છે પણ "શું છે" તે જોવાની ટેવ પાડવી જોઈએ. ભગવાન કંસને મારવા ગયા ત્યારે કંસને કાળરૂપ દેખાતા હતા. તોએ તે વખતે તે યોગિઓને બ્રહ્મરૂપ દેખાતા હતા. જગતની રચના જ એવા પ્રકારની છે કે જો આપણી દૃષ્ટિ માયાની હશે તો ભગવાન માણસરૂપે લાગશે અને જો બ્રહ્મદૃષ્ટિ હશે તો માણસ ભગવાનરૂપે લાગશે. ગમે તેમ બને તોપણ બ્રહ્મભાવે રહેવાની ટેવ પાડવી જોશે. જો જીવન તે પ્રમાણે નહિ રહે તો જેવું જીવન હોય તેવું જ્ઞાન થઇ જશે. તે બાબતમાં વધુ ખુલાસો "તે કોણ ?"ના પુસ્તકમાં ઉપસંહારમાં આપેલો છે.

વ્યતિરેકભાવે અથવા સાક્ષીભાવે રહેવાથી પણ દ્વૈત જેવું થઈ જાય છે. તેથી અન્વયભાવે રહેવાની ટેવ પાડવી.

બીજા કેમ રહે છે તે જોવાનું આપણું કામ નથી કારણ કે અન્વયભાવે બીજા નથી. છતાં એ ભાવ કાયમ રાખવો મુશ્કેલ છે. બીજા માણસો પોતાના દેશ માટે મરવા તૈયાર થાય છે તો આપણે બ્રહ્મભાવ પાકો કરવા માટે જે જોખમ આવે તે શા માટે ન સ્વીકારવું? એ મુશ્કેલીનું કારણ પાછળના સંસ્કાર છે અને તે એકદમ જતા નથી. તેથી આપણે આપણું જીવન આપણા જ્ઞાન પ્રમાણે નવી રીતે ઘડવું પડશે. જેને સંસારના લાભ જોઈએ છે અને જેને તે લાભ જોઇતા નથી તેમનું જીવન સમાન રહી શકે નહિ.

શ્રીમદ્ ભાગવતમાં ૭મા સ્કંધની શરૂઆતમાં પરીક્ષિત રાજા શુકદેવજીને પૂછે છે કે "ભગવાન બધામાં સમરૂપે છે છતાં દેવોનો પક્ષ લઈને દૈત્યોનો સંહાર શા માટે કરે છે?" તેના જવાબમાં શુકદેવજી કહે છે કેઃ—

**स्वमायागुणमाविश्य बाध्यबाधकतां गतः** માયાની દૃષ્ટિએ બાધ્યબાધકભાવ જેવું જણાય છે. ભગવાન પોતે સ્વરૂપે **निजलाभपूर्ण** હોવાથી તેને કોઈ ઝગડા સાથે સ્વરૂપથી લેવા દેવા નથી પણ માયાના ત્રણ ગુણ હોવાથી અને બધા ગુણ એક સાથે જોર કરતા નથી તેથી જ્યારે તમોગુણનું જોર હોય ત્યારે ભગવાન ઝગડા કરાવતા હોય તેવું માયાની દૃષ્ટિવાળાને લાગે છે, કારણ કે માયા પણ ભગવાનથી જુદી નથી. દેહના જન્મથી માણસનો જન્મ અને દેહના મરણથી માણસનું મરણ એ અજ્ઞાની માણસના જગતના બનાવ છે. તેવું જ્ઞાની પુરુષો માનતા નથી અને તેવું ભગવાનમાં નથી. જો ભગવાનમાં રાગદ્વેષ હોય તો શિશુપાલને મુક્તિ કેમ આપી? અને પુતનાને માતાની ગતિ કેમ આપી? તેથી વેરભાવે અથવા કોઈપણ રીતે

ભગવાનમાં તન્મયતા થઇ જાય તો તે માણુસને ભગવાનના સચ્ચિદાનંદના સ્વરૂપનો લાભ મળે છે તેથી કોઇપણુ રીતે તન્મયતાની જરૂર છે.

## ૧૦૭

આત્મામાં સ્થિરતા થતાં વાર લાગે છે પણુ દિવસે દિવસે સંકલ્પ ઓછા થતા હોય તો ફિકર કરવા જેવું નથી. હમણાં એક કલાકમાં ૫૦ વિચાર આવતા હોય અને છ મહિના પછી ૩૦ આવે તો જાણુવું કે ધીરે ધીરે સહજ નિર્વિકલ્પ સ્થિતિ આવી જશે. જો મન બરાબર સમજી જાય કે સાચી વસ્તુ એક છે, છતાં તેમાં કલ્પિત અનેક રહી શકે છે અને તે કલ્પિતની નિવૃત્તિ કરવાની છે તો મનના સંકલ્પ જરૂર ઓછા થવા માંડશે. દરેક જીવનું જગત માત્ર તેની કલ્પનાનું છે. કલ્પિતની નિવૃત્તિ કરવાથી જ અધિષ્ઠાન સહજ સ્ફુરે છે. કલ્પિતની નિવૃતિ થઇ જાય એટલે એક જ બ્રહ્મસ્વરૂપ સહજ રીતે બાકી રહી જાય છે. તેને શેષ કહે છે, તેને અનંત કહે છે. બ્રહ્મને જ માણુસોએ જગતરૂપે માનેલ છે. તેથી માત્ર ભૂલ કાઢવાની છે. પ્રાપ્તની પ્રાપ્તિ છે અને તે સાચા જ્ઞાનથી થઈ શકે છે. તે તમારું, મારું અને સૌનુ સાચું સ્વરૂપ છે. તેથી અખંડ બ્રહ્મભાવે રહેવાની ટેવ પાડવી જોઈએ. ટેવ પડયા પછી સહજ થઈ જશે કારણુ કે બીજું નથી. જેવી વસ્તુ હોય તેવી વૃત્તિ થવાથી આવરણુભંગ થાય છે. બ્રહ્મ સિવાય બીજું કાંઇ ન હોવાથી જગદાકારવૃત્તિ એ આવરણુ છે અને બ્રહ્માકારવૃત્તિ એ આવરણુભંગ છે. આવરણુભંગ થતાં તમે જ અંદર બહાર બધે છો એવું લાગ્યા કરશે. એવી વૃત્તિ અથવા અનુભવ આવે ત્યારે તેને ટકવા

દેવા. ટેવ પાડવાથી એ થઈ શકશે. પશુ મટીને માણસ થાય ત્યારે જ્ઞાનમાં જેટલો ફેરફાર થાય છે તે કરતાં વધારે મોટો ફેરફાર માણુસ મટીને બ્રહ્મરૂપે રહેવામાં છે. કીડો ભમરી થાય તેમ બ્રહ્મરૂપે પરિવર્તન થવા દેવું. ત્યાં બીજું પ્રમાણુ હોય તો દ્વૈત થાય. તે પોતાનું સ્વરૂપ છે અને પોતાનું પ્રમાણુ છે.

આત્માનું જ્ઞાન ન હોય ત્યારે જે દેખાય તે અનાત્મા; અને આત્મા તથા અનાત્માના ધર્મનો અધ્યાસ એ ભૂલ. એ ભૂલ આત્માના જ્ઞાનથી દૂર થાય કારણુ કે જ્ઞાન થાય ત્યારે બીજી વસ્તુ રહેતી નથી. અજ્ઞાન કાળે પણુ બે નથી તો જ્ઞાનકાળે બે કેમ રહે? પણુ અજ્ઞાન કાળે કલ્પિત દ્વૈત થઇ જાય છે તેથી તે આત્મવિચારથી દૂર કરવાનું છે.

૧૦૮

આપણા હાથમાં કે પગમાં જેમ ત્યાગ ગ્રહણુ જેવું બનતું નથી તેમ અખંડ વસ્તુમાં ત્યાગ ગ્રહણુ જેવું બનતું નથી. બીજું દેખાય ત્યારે ગરબડ જેવું દેખાય છે. સ્વપ્નામાં ભૂલ કરી, અને ૧૫ વર્ષની જેલ મળી, ૫ વર્ષની જેલ સ્વપ્નામાં ભોગવી પછી જાગી ગયા તો બાકીની જેલ કોણુ ભોગવે? એવી માયાની ગરબડ છે. સમજાય તો માયા દેખાય નહિ. અવિચારમાં માયા છે. વિચાર કરતાં માયા અને બ્રહ્મ એવી બે વસ્તુ રહેતી નથી. એક અખંડ વસ્તુ છે અને તે આપણું સ્વરૂપ છે. પહેલાં પણુ તેવું જ હતું પણુ ખબર નહોતી તેની ખબર પડી.

માટે ભ્રાંતિની નિવૃત્તિ કરવા સિવાય જ્ઞાનીને બીજું કાંઈ કર્તવ્ય નથી. દૃશ્ય ઉપરથી દૃષ્ટિ હઠાવીને દૃષ્ટામાં લગાડવી અને પછી દૃશ્યને અધિષ્ઠાન ભાવે જોવાની ટેવ પાડવાથી દ્વૈત જેવું કાંઈ કારણુ રહેશે નહિ અને નિષ્ઠા કરવામાં સરળતા રહેશે.

# પરિશિષ્ટ

## સનાતનધર્મ અને યુગધર્મ

જ્યારે સત્યુગ ચાલતો હતો ત્યારે બધાં માણસો નીતિથી, ધર્મથી અને સદાચારથી વર્તતાં હતાં; તેથી હાલની માફક કોર્ટની, પોલિસની કે વકીલોની જરૂર ન હતી. જનક જેવા રાજાને રાજ્ય કરવામાં પણ મહેનત પડતી નહોતી, માબાપમાં નીતિ અને ધર્મ હોવાથી બાળકોને તે વારસામાં મળતાં હતાં અને તે ઉપરાંત તે બાળકોને શાળાઓમાં બ્રાહ્મણો સારું શિક્ષણ આપતા હતા. માણસોમાં બુદ્ધિ પણ એટલી સરસ હતી કે દરેક માણસ જે મત આપે તે સાચો જ નીવડતો.

ત્રેતાયુગમાં ધર્મનો એક અંશ ખંડિત થયો ત્યારે વર્ણાશ્રમધર્મની પદ્ધતિ દાખલ કરવી પડી. દ્વાપરયુગમાં ધર્મના બે અંશ ખંડિત થયા. કલિયુગમાં ધર્મના ત્રણ અંશ ખંડિત થયા, તેથી હાલમાં આખા જીવનના ત્રીજા ભાગમાં અધર્મ દેખાય છે અને એક ભાગમાં ધર્મ રહેલો છે, એટલે બહુ થોડા માણસો નીતિ અને સદાચાર બરાબર પાળતાં જોવામાં આવે છે. વળી જ્યારથી સંચાઓની શોધ થઈ ત્યારથી વેપારીઓના હાથમાં વધારે સત્તા આવી, સંચાની મદદથી ધનવાન વધારે ધનવાન થયા અને ગરીબ વધારે ગરીબ થયા તેથી વેપારી પદ્ધતિવાળી કેળવણી દાખલ થઈ અને તેણે વધારે માણસોને સ્વાર્થી બનાવ્યાં. પછી એક સ્વાર્થ વચ્ચે અને બીજા સ્વાર્થ વચ્ચે લડાઈઓ ઉત્પન્ન

થવા લાગી, અને એવા રાગદ્વેષ વધારવામાં સંચાઓએ મદદ કરી.

વળી માણુસોમાં બુદ્ધિ ઓછી થઇ જવાથી ઘણું માણુસોની બુદ્ધિ ભેગી કરીને બધું કામ કરવાની યોજના થઇ. તેમાંથી પાર્લામેન્ટ જન્મી, અને વેપારીઓની લિમિટેડ કંપનીઓ જન્મી.

જે પ્રકારનાં જીવનનાં વખાણુ સમાજમાં થાય છે, તેવા થવાનું માણુસને મન થાય છે. હાલ વેપારીઓ અને રાજદ્વારી માણુસોનાં જીવન ન્યુસપેપરમાં વધારે છપાય છે, તેથી સમાજના માણુસોને તેવા થવાનું વધારે મન થાય છે, એ હાલનો યુગધર્મ થઈ પડેલ છે. એ કારણુને લઈને સટ્ટાનું જોર વધી ગયું છે, સ્વાર્થ વધેલ છે અને લોકો પણુ લડાઇની વાતો સાંભળીને અને સંભળાવીને પોતાનો વખત ગાળે છે. આત્મજ્ઞાનની વાતો દૈનિક ન્યુસપેપરોમાં આવતી નથી.

કેટલાક માણુસો એમ માને છે કે માણુસ સ્વભાવથી જ પશુ જેવો છે, કારણુ કે તેના અંતઃકરણુમાં પશુના જેવી વૃત્તિઓ છે. તેથી તે ધીરે ધીરે સુધરે છે. એ મતમાં બહુમતિ છે. કેટલાક એમ માને છે કે માણુસ પોતાના સ્વરૂપે નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત અને આનંદમય છે. તેના સ્વભાવમાં જે દોષ દેખાય છે તે અંતઃકરણુના દોષ છે, તેના આત્માના દોષ નથી. આત્માનું સ્વરૂપ કાળથી અતીત હોવાથી તે યુગધર્મની અસર નીચે આવતું નથી, દોષ વખતે પણુ તે બગડતું નથી. તેથી સ્વરૂપથી જે બગડતો નથી તેને સુધારવાની જરૂર નથી, પણુ તેને પોતાનું સ્વરૂપ સમજાવવાની જરૂર છે.

પહેલી માન્યતા સમજવી સહેલી છે, પણ બીજી માન્યતા સમજવી સહેલી નથી. તેનું કારણ એ છે કે જે બુદ્ધિ વ્યવહારમાં ઉપયોગી થાય છે, તે બુદ્ધિ સ્વરૂપની સમજણ માટે કામ આવતી નથી. તેથી ઘણીવાર ઊંચા જીવનવાળાની વાતો હલકા જીવનવાળા સમજી શકતા નથી અને એક યુગની વાતો પણ બીજા યુગના માણસો સમજી શક્તા નથી. નવા યુગના માણસોને નવી નવી જરૂરીઆત પ્રમાણે નવી નવી ટેવ પડે છે અને તેથી સમજણ શક્તિની હદ બંધાય છે. દરેક કાળે વ્યવહાર અને પરમાર્થનો યોગ્ય સંબંધ રાખવાનો પ્રયત્ન થાય છે, પણ વ્યવહાર ફરતો રહે છે તેથી તે સંબંધ બરાબર રાખવા માટે જે ઉપાય પહેલાંના કાળમાં લેવામાં આવ્યા હોય, તે ઉપાય બીજા કાળમાં ચાલતા નથી. બુદ્ધિ ઓછી થઈ જવાથી હાલના કાળમાં એવી રીત સમાજમાં પડી ગઇ છે કે જે કરવું તે બધાએ ભેગા મળીને કરવું. એવી ભાવના ઇંગ્લેંડમાં જન્મી છે અને બીજા દેશોમાં ફેલાણી છે. બહુમતિના રાજ્ય( Democracy )માં મૂરખને એક મત આપવાનો હક રહે છે, અને જ્ઞાનીને પણ એક મત આપવાનો હક રહે છે. વળી જ્ઞાનીને પાર્લામેન્ટમાં બેસવા માટે પસંદ કરવા માટે ઘણા મૂરખના મત લેવા પડે છે.

સત્યની વ્યાખ્યા એવી છે કે જે હંમેશાં એવું ને એવું રહે. એવા સત્યનો અનુભવ જે રીતે મળે તે પદ્ધતિને સનાતનધર્મ કહે છે. એવા સત્યનો અનુભવ થયો હોય તેવા મહાપુરુષો આ દેશમાં થઇ ગયા છે, પણ દરેક કાળે નવી નવી પ્રકૃતિના માણસો જન્મતા હોવાથી તે જ સત્ય તે કાળના માણસોને સમજાવવા માટે નવી પદ્ધતિની જરૂર

પડે છે. તેથી એક જ સત્ય સમજાવવા માટે ઘણા સંપ્રદાયો થયા છે.

સત્ય જ્ઞાન માટે એટલું જરૂરનું છે કે પોતાની ચાલુ માન્યતાઓ ઉપર, અને સમાજે ઉત્પન્ન કરેલ માન્યતા ઉપર પહેલાં શંકાની નજરથી જોવું, અને જે માન્યતા સત્યનો અનુભવ લેવામાં અડચણરૂપ હોય તે ફેરવવી. હજાર મૂર્ખના મત કરતાં એક જ્ઞાનીનો મત સાચો હોય છે. વાતાવરણ સાત્ત્વિક હોય ત્યારે એવા જ્ઞાની બહુ જોવામાં આવે છે.

હાલ જીવનમાં બગાડો વધારે થતો હોવાથી વધારે સુધારવાની જરૂર જણાય છે. સુધારા ઉપર સુધારા થયા કરે છે અને એ સુધારાનો અંત જણાતો નથી. તેથી દરેક માણુસની નજરમાં કોઈ કોઈ જાતની ભૂલો જોવામાં આવે છે, અને દરેક માણુસની ઇચ્છા એવી થાય છે કે ભૂલ કાઢવા માટે સમાજની કાંઈક સેવા કરવી જોઈએ. સેવા કરવાની ઇચ્છાવાળાની સંખ્યા પણ વધતી જાય છે, સેવા પણ થતી જાય છે, અને છતાં બગાડાનો પ્રવાહ પણ વધતો જાય છે, કારણ કે અજ્ઞાની માણુસોની વસતી વધતી જાય છે.

કોઈ એમ પણ માની બેઠા છે કે જગતમાં દુઃખ વધતું જાય છે. તેથી હાલમાં ભગવાન આપણા જગતમાં નથી. ભગવાન કહે છે કે હું સચ્ચિદાનંદ સ્વરૂપ છું અને મારા સિવાય બીજું કાંઈ નથી, તો પછી લડાઇ, દુકાળ, કજીઆ, અનીતિ, હરામખોરી વગેરે કેમ જોવામાં આવે છે?

આ પ્રશ્નનો સાચો ઉત્તર જોઈતો હોય તો ભગવાનનું સાચું સ્વરૂપ બરાબર સમજવું જોઇએ, ભગવાનનો

ઉપદેશ શો છે તે સમજવું જોઈએ, અને તે ઉપદેશ પ્રમાણે આપણે રહીએ છીએ કે નહિ, તેની તપાસ પણ કરવી જોઈએ. ગીતામાં ભગવાન કહે છે કે:—

अनन्याश्चिंतयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानाम् योगक्षेमं वहाम्यहम् ॥

એટલે કે જે મારું અનન્ય ચિંતન કરે છે, એવા નિત્યયુક્ત ભક્તોનો યોગક્ષેમ હું ચલાવું છું.

વળી શ્રીમદ્ ભાગવતમાં એક જગ્યાએ એવો અર્થ નીકળે છે કે, જેઓ ભગવાનમાં અનન્યભાવ રાખતા નથી, તેમને ભગવાન રોટલો પણ આપે નહિ. રુક્મિણિ ભગવાનને કહે છે કે:—

व्यूढायाश्चापि पुंश्चल्या मनोऽभ्येतिनवंनवम् ।
बुधोऽसतीं न बिभृयात्तां बिभ्रदुभयच्युतः ॥

૧૦–૬૦–૪૮

એટલે જે સ્ત્રી વ્યભિચારિણી હોય છે, તેનું મન વિવાહ થયા છતાં પણ નવા નવા પુરુષની તરફ જાય છે. બુદ્ધિમાન પુરુષે એવી અસતી સ્ત્રીનું ભરણપોષણ ન કરવું જોઇએ, કારણ કે તેમ કરવાથી તે આ લોક અને પરલોક બન્નેથી પતિત થઈ જાય છે. શ્રીમદ્ ભાગવત એ સમાધિભાષાનો ગ્રંથ હોવાથી, દશમસ્કંધમાં જ્યાં જ્યાં સ્ત્રીની વાત આવે છે, ત્યાં ત્યાં પ્રકૃતિમાં રહેલો જીવ એવો અર્થ થાય છે. તેથી જે જે જીવ ભગવાનનું નામ લીધા પછી બીજા પદાર્થમાં મન રાખે છે, અને નવું નવું જોવાની ઈચ્છાથી ભગવાનને ભૂલી જાય છે, તે જીવોનું ભરણપોષણ ભગવાન કરતા નથી. આ શ્લોકમાં પરપુરુષ તરફ દૃષ્ટિ કરવી તેનો અર્થ અનાત્માનું સ્મરણ કરવું એવો થાય છે.

જેઓ ભગવાનને ભૂલતા નથી, તે અનીતિમાં અને સ્વાર્થમાં પડતા નથી. હાલના સમાજમાં ધર્મનો માત્ર એક ભાગ ટકેલો હોવાથી અને અધર્મનો ભાગ વધી ગયેલો હોવાથી અનીતિ અને સ્વાર્થ વધી ગયેલ છે. જેઓ બીજાના દોષ કાઢે છે તે પોતે જ અમુક દોષમાં પડેલા હોય છે, પણ માયાની રમત એવા પ્રકારની છે કે ઘણીવાર પોતાના દોષ માણસને જણાતા નથી, તેથી જ શાસ્ત્રોમાં ગુરૂની જરૂર માનવામાં આવેલી છે.

જે માણસો બરાબર વિચાર કરી શકતા નથી તેઓ યુગધર્મને વશ થાય છે, અને કેટલીક ખોટી માન્યતાઓને સાચી માને છે. મહાત્મા ગાંધીજી જેવાની આત્મકથા અથવા સત્યના પ્રયોગોની કથા હજુ પૂરી થઇ નથી. તેથી કેટલાક એમ માને છે કે સત્ય હજુ આ જગતમાં આવેલ નથી. પણ સત્ય કહેવું કોને ? તે બાબત જ્યાં સુધી નક્કી નહિ થાય, ત્યાં સુધી વારંવાર જીવન ફેરવવાથી કાંઇ ફળ મળશે નહિ. જે વસ્તુ પ્રાપ્ત થયાથી સત્ય મળ્યું કહેવાય તે શી છે, તે પહેલાં સમજવું જોઈએ.

રોટલી મેળવવા માટે જે પ્રકારની માન્યતા જોઈએ અને જે પ્રકારનો પુરુષાર્થ જોઇએ, તેવા પ્રકારના જ્ઞાનથી સત્ય મળશે નહિ. જેવું પ્રમેય જોઇતું હોય તેવું પ્રમાણ લેવું જોઈએ. તે બુદ્ધિનું કામ છે. જ્યાં સુધી એક વસ્તુ મેળવવાનું નક્કી નહિ થાય, અને તેને માટે જરૂર પડતો પુરુષાર્થ નહિ થાય, ત્યાં સુધી મન અનેક વસ્તુમાં ભમ્યા કરશે.

જમવું હોય તો ભેગા બેસીને જમી શકાય છે, પણ મરવું હોય તો ભેગા થઈને મરાતું નથી, તેથી બધાં કામ ભેગાં થઈને થતાં નથી.

હાલના ઘણા માણસો .એમ માને છે કે સમાજે માનેલાં અમુક અમુક સારાં કામ કરવાથી ભગવાન મળી રહેશે. પણ ભગવાન ભવિષ્યમાં નથી. તે પરિણામનું પરિણામ નથી, પણ કારણનું કારણ છે, તેથી જે કામ થાય તે કેવા ભાવપૂર્વક થાય છે તે ઉપર બધો આધાર છે; સાચો ભાવ કેળવવા માટે સાચા જ્ઞાનની જરૂર છે, અને સાચા જ્ઞાન માટે સાચા ગુરૂ પાસે જવાની જરૂર છે.

આ યુગમાં વ્યવહાર અને પરમાર્થની એકતા કરવાની મુશ્કેલી રહે છે. જેઓ વ્યવહારને પ્રધાનપદે મૂકે છે, તેઓ પરમાર્થના સંબંધમાં ગંભીર ભૂલો કરે છે. જેઓ પરમાર્થને મુખ્ય ગણે છે, તેઓમાં ઘણા જગત અને જગતના વ્યવહારની નિંદાનો વખત મળે તો ચૂકતા નથી. આ મુશ્કેલી ચાલી આવે છે. જેમ સમાજનાં બંધન મનુષ્ય ઉપર નાખવાથી મનુષ્ય સ્વતંત્ર થઇ શકતો નથી, તેમ ખરી સ્વતંત્રતા સમજ્યા વગર મનુષ્ય સમાજ તરફ જોઇએ તેવું વર્તન રાખી શકતો નથી; અને રાગદ્વેષ ગયા વગર કોઈપણ સમાજની ચળવળમાં ભાગ લેવાથી રાગદ્વેષ વધી જાય છે. આ કારણને લઇને વ્યવહાર અને પરમાર્થની એકતા કરવી મુશ્કેલ પડે છે, એટલું જ નહિ પણ ખાસ કરીને હાલના કાળમાં એક માણસ ઉપર એક જ વખતે એક કરતાં વધારે ફરજ આવી પડે છે, અને તેમાંથી કેમ નીકળવું એ તેને સૂઝતું નથી.

મહાત્મા પુરુષોને આવા સંજોગોમાં રસ્તો સૂઝે છે. તેઓ બને ત્યાં સુધી હલકી ફરજ કરતાં ઊંચી ફરજ સ્વીકારી, હલકી ફરજ છોડવાથી નડતી મુશ્કેલીઓ ખુશીથી સ્વીકારે છે.

તેથી આપણા જીવનમાં આપણે શું જોઇએ છે, તે નક્કી કરી લેવાની જરૂર છે. જ્યાં સુધી અલ્પ સુખમાં વૃત્તિ

રહેશે ત્યાં સુધી પોતાના સંજોગો જીતી શકાશે નહિ. વળી જગત કેવું છે તે સમજ્યા વગર તેને સુધારવા જતાં તેને બગાડવા જેવું કેટલીક વાર થાય છે. જે જગત આપણે જોઇએ છીએ, તેમાં આપણને પોતાને ન સમજાયું હોય, તેવું તત્ત્વ પહેલાં શોધી કાઢી તે જાણવાનો પ્રયત્ન કરવો જોઇએ. માણસ શું જાણે છે અને શું નથી જાણતો, એ જાણવું એ તેની પહેલી ફરજ છે. જે જાણ્યું તે તેણે કેવી રીતે જાણ્યું, તે જાણવાની જરૂર છે અને જે ન જાણ્યું તે તેણે કેવી રીતે ન જાણ્યું, તે જાણવાની પણ જરૂર છે. એટલું જાણી શકાય ત્યારે જે જાણવાનું છે તે જાણી શકાશે.

સાચા પ્રશ્ન ઉત્પન્ન થશે તો સાચા ઉત્તર મળશે. ખોટા પ્રશ્નના ઉત્તર કોઈ આપી શકશે નહિ અને કોઈ આપશે તો સંતોષ થશે નહિ.

આપણા કલ્યાણનો બધો આધાર આપણા ઉપર છે, તેથી આપણા આત્માના સ્વરૂપના ચિંતન માટે પૂરતો વખત રહેવો જોઇએ. આ જરૂરી બાબત ઘણાને સમજાતી નથી. જેટલી ફૂરસદ મળતી હોય તેટલી આ કામ માટે રાખી શકાય, તો વધારે ફૂરસદ પણ ભગવાન આપી રહે છે.

જે આપણા શરીરનો નીચેનો ભાગ પગ વગેરે જુએ છે અને મુખની સુંદરતા જોઈ શકતા નથી તે આખા શરીરને ખરાબ કહે છે. જેઓ જગતમાં સુખ અને સૌંદર્ય જોઈ શકતા નથી, અને બધે દુઃખ અને દીલગીરી જુએ છે, તે ખરું જગત જોઈ શકતા નથી. જે આખું જગત જોઈ શકતા નથી, તેણે પોતાના આત્માને જાણેલ નથી, તેને સનાતન ધર્મની ખબર નથી. તેથી તેમનું જોયેલું જગત એ પૂર્ણ જગત નથી, તે તેમનું માનેલું જગત છે. જે

જ્ઞાનથી અપૂર્ણ વસ્તુ દેખાય, તે જ્ઞાનથી પૂર્ણ વસ્તુ જાણી શકાશે નહિ.

ઘણા માણસો એવી ઇચ્છા રાખે છે કે જગત આપણને સુખરૂપ થવું જોઇએ, પણ એમ કોણ કહી શકે કે જગતમાંથી આપણી બધી ઇચ્છા પૂરી થવી જોઇએ? આપણે જ્યારે આવી માગણી જગત પાસે કરીએ છીએ, ત્યારે એમ સમજવું કે આપણી કેટલીક ઇચ્છા પૂરી કરવાની માગણી કરીએ છીએ. તે ઇચ્છા પૂરી કરવાની માગણી કરવી એ મૂર્ખાઈ છે. મહાપુરુષો તેવી માગણી કરતા નથી. જગત આપણને સુખરૂપ થવું જોઇએ એ કહેવું ઠીક છે, પણ સુખરૂપ ન થાય તેથી જગત ખરાબ છે, એમ કહેવાય નહિ, કારણ કે આપણી ઇચ્છાનું ઠેકાણું નથી; માટે કઈ જાતની ઇચ્છા સારી કહેવાય અને કઈ સારી ન કહેવાય તે જાણવાની જરૂર છે. તે માટે સનાતનધર્મનું રહસ્ય જાણવું જોઇએ, અને તે અનુભવમાં લેવું જોઇએ.

સનાતનધર્મ એ જ સત્ય છે અને સત્ય એ જ સનાતનધર્મ છે. એવું સત્ય આપણી ઇચ્છા પ્રમાણે વળે નહિ. વળે તો તે સત્ય નથી. ઊલટું, સત્ય એવું હોવું જોઈએ કે તે આપણી ઇચ્છાને અંકુશમાં રાખે, અને તેને સત્ય તરફ વાળે. વ્યાવહારિક સુખ તે કામ પૂરતું છે. તે એમ બતાવે છે કે જીવન સુખ માટે છે, પણ જ્યારે જીવનને બરાબર વાપરતાં આવડતું નથી, ત્યારે સુખની હદ બંધાય છે કે જે પાછળથી દુઃખરૂપે દેખાવ આપે છે.

પૂર્ણ સનાતન સત્ય ગ્રહણ ન કરવું તેને અજ્ઞાન કહે છે. અજ્ઞાન જીવનના એક ભાગનો પરિચય આપે છે. પણ તે ભાગ બહારના જગતમાં નથી. જીવ પોતાની મતલબથી પૂર્ણમાંથી થોડું ગ્રહણ કરી તેને પૂર્ણ માને છે અને

વધારે વિચાર કરતાં પાછળથી તે અપૂર્ણ લાગતાં દુઃખી થાય છે. ક્રિયાથી સત્તા પૂરી ગ્રહણ થઈ શકતી નથી, પણ સત્તાથી ક્રિયા પૂરી ગ્રહણ કરી શકાય છે. તેથી એક સત્તા સર્વત્ર રહેલ છે, તેનો અનુભવ લેવો એ માણસના જીવનનું મુખ્ય કર્તવ્ય છે, અને એ સનાતનધર્મનો મહિમા છે. એ અનુભવ થયા પછી બધા ઉપર સહજપ્રેમ થશે. કારણ કે જે બધા ભૂલથી માન્યા હતા તે આપણે જ છીએ તેથી આપણે આપણા ઉપર પ્રેમ કરવાનો છે. જેને આવી દશા પ્રાપ્ત કરવી છે તેને માટે હંમેશાં સત્યુગ છે.

ઊંચામાં ઊંચું તત્ત્વજ્ઞાન દૃષ્ટિસૃષ્ટિવાદમાં સમાયેલું છે. પશ્ચિમના દેશના લોકોએ પણ હવે તે સિદ્ધાંત સમજવાની શરૂઆત કરી છે. બ્રહ્મમાં કરોડો દેખાવ વીતી ગયા, વીતે છે અને વીતશે. સંસારમાં બધા દેશોમાં ચડતી પડતી આવ્યા કરે છે. માણસ મરે છે ત્યારે તેના દેહનું, દેશનું અને કાળનું અભિમાન છૂટી જાય છે, પણ જીવતાં તે કેમ છોડવું એ સમજી શકતો નથી. તે માટે આત્મજ્ઞાનની જરૂર છે. જાગ્રતના બધા દેખાવ સ્વપ્નની માફક સાચા લાગવાનું કારણ અજ્ઞાન છે, અને એ દૂર કરવા માટે જે પુરુષાર્થ કરવો જોઈએ તે જ માણસના જીવનમાં મુખ્ય કામ છે. અજ્ઞાન એ કોઈ સાચી વસ્તુ ન હોવાથી, તેને દૂર કરવાનું કામ બની શકે છે, પણ તેમાં ઘણા પુરુષાર્થની જરૂર છે. જે જીવ પોતે આવા પુરુષાર્થ પાછળ ખંતથી મહેનત કરે છે, તેને ઈશ્વરકૃપા અને ગુરુકૃપા જરૂર મળી રહે છે.



# સ્વામી શ્રી માધવતીર્થજીનાં પુસ્તકો